# હૉંગ સૉંગ–વાર્તામાળા !

# નંબર ૬.



લખનાર—

(મી૰ આગાહ-રશીદ-બાગલ્યા
અને મશરેક.)



પ્રગટ કરનાર—

દીનશા એદલજી કરકરીઆ.

કી૰ આના ૧૨

# ઢોંગ—સોંગ વાર્તામાળા નંબર ટુ !

જાણીતા વાર્તા નવેશોની ૬ વાર્તાઓ, શોખીન વાંચનારાઓની સેવામાં રમકડાં જેવી નહાની ચોપડી હાથમાં મુકતાં સંતોષ સાથે ખુશાલીથી જીગર હુલમલી રહયું છે. વાંચનારને ખુશી કરવું, તેને મોઢેથી સારૂં બોલાવવું એ હમારે માટે ઘણું ખુશી થવા જેવું છે. વાર્તાના શોખીન વર્ગની સેવામાં હમો જે ધારણાથી કામ લઇએ છીએ તેમાં ફતેહ પામ્યે છીએ એ પણ એક સંતોષ લેવાજોગ બીના છે. મોઢે ચહડીને માન માગવું અને મોટાઇ બતાવવી એ હમારો ઇરાદો નથી પણ સીધું કામ કરીને નામ મેળવવું એ કંઇ બધાનાંજ નસીબમાં બનતું નથી, આ દુન્યામાં જન્મ લેવા પછી માનવી શું માગે છે? પૈસાને હૈય ધરે છે તો—કોઇ બચ્ચાંના તરશીઆં હોય છે, તો કોઇ માનનાં ભુખ્યાં છે. આ ત્રણ ચીજો મેળવવાને માટે આતુરતાથી રાહ જોવી નકામી છે પણ જો એક આદમી આ ધરતીપર રૂડાં કામનો ફયાશ કરે છે તો તે મીઠાં ફળો મેલવી શકે છે. લોભ લાલચ અને અદેખાઇ અંતશ આ દુન્યાંમાં પુકારા મારી રહી છે. શીખન શીખે ને દેખન દેખે તેમ સઘળાઓ એકની પુઠે ચાલ્યા કરે તો બાપનું જોયલું દીકરો કરીને આ દુન્યાંમાંથી કુચ કરી જાય ત્યારે તેને એજ વીચાર કરવો પડે કે દુન્યાંના સરેશતા પ્રમાણે ચાલીને જીંદગી મેં પુરી કીધી. ઘણાં નરો આ ધરતીપર અમર નામ કરી ગયલા છે ત્યારે તેનાંજ ફરજંદો તેથી ઉલટું કરીને ચાલે છે, દુન્યાંનાઓની તરેહવાર વીચીત્ર ફાંટાઓ છે. આમણેબી જે કામ

કરીયે છીએ તે તેનાં હુકમને તાબે થઇનેજ કરીયે છીએ. હમારાં પેશીઓ અને દોસ્ત આસનાઓ એમજ કહે છે કે આ કામ તમો કરોછ તે ઠીક નથી. શું કામ? ઢોંગ-સોંગ ચોપાન્યું, અને વાર્તાઓની ચોપડીઓ. ખુદા માલુમ કે મને શું કરવા એ લોકો મના કરતા હશે! તે હું પોતે તો કંઇ સમજી શકતો નથી. મારી આંખે તો ખુલ્લું દેખાય છે કે આ ધંધો ઘણો સારો છે અને પ્રમાણીકપણાનું તત્વ હંમેશ ચાલુ રેહશે તો મુંબઇમાં આપણેબી કંઇ કામરીની તલવારનાં પટા ફેરવીને નામ કાઢીશું.

આ ઢોંગ-સોંગ વાર્તામાળા મારા પ્રિય મીત્ર અબદુલ રહેમાન હાજી મહમદ અબાને અર્પણ કરી છે. મને ભરૂસો છે કે મીત્રની મીત્રાચારી વધારવાને એનાં જેવું બીજું સારૂં કામ કોઇ કેહવારો નહીં.

વળી મારે મારા પ્રિય મીત્રો મી૦ આઝાદ, રફીક, ભાગબ્યા અને મશરેક ભાઇઓની કીમતી સેવાઓની કદર ભુલવી ન જોઇએ. હમો આ ભાઇઓને એઓની કીમતી સેવાનાં બદલામા માનથી નવાજીએચ એમ નથી પણ એઓનાં કામની પણ હમારી શક્તી પ્રમાણે કદર કરીયે છીએ. આજ સુધી સારા લખનારાઓની કદર બુજાતી હતી નહીં જેની હમો ઘણા વીરૂદ્ધ હતા. આજે જાણીને ખુશી છાંયે કે લખનારાઓની કદર ઘણી નહીં તો થોડી પણ બુજાવા લાગી છે, જે આસ્તે આસ્તે ભવીષ્યમાં એઓની ઘણી સારી કદર બુજાતી થશે એમ અમને મજબુત ભરૂસો છે. આ મારી પ્રગટ કરેલી ચોથી ચોપડી છે અને પાંચમી ચોપડી પ્રગટ કરવા માટે શું પ્લાન રચવો તેનો વિચાર મગજમાં રમે છે તેટલાં ગુડ બાઇ!

આ ચોપડી પ્રગટ કરી તા૦ ૧ લી જાનેવારી ૧૯૧૫ } લી૦ દુવાગો સેવક, દીનશા એદલજી કરકરીઆ.

આ ઢોંગ-સોંગ વાર્તામાળા નંબર ૬ માં આવેલી ૬ વાર્તાઓ મી૰ "આઝાદ" (જાંગીર નશરવાનજી પટેલ પારસી બજાર પનાલાલ બીલડીંગસ.) મી૦ "રફીક" (ડોસાભાઈ ફરામજી લંગડાના ધોબી તળાવ એનજીનીયરીંગ બીલડીંગ.) મી૰ "ભાગલ્વા" (દીનશા કુવરજી ભાગલ્વા ગુલશન પ્રેસ નવસારી.) મી૰ "મશરેક" (શોરાબ શેહરીયાર ઇરાની ક્રાફર્ડ મારકેટ ઇરાનીનો બગીચો:) આ ૪ લખનારાઓની ૬ વાર્તા મી૰ દીનશા એદલજી કરકરીઆએ

મુંબઇ ગ્રાંટરોડ ત્રીભોવનદાસ બીલડીંગમાં આવેલાં પોતાના

"માણેક પ્રિન્ટીંગ પ્રેસ"માં પોતાને માટે છાપી

અને ઉપલેજ ઠેકાણેથી પ્રગટ કરી છે

# મારા પ્રિય મીત્ર

## અને

# મુંબઇ શહેરના જાણીતા

## શાહ સોદાગર,

# શેઠ અબદુલ રેહેમાન હાજી મહમદ અબ્બા

ને આ નાનકડું પુસ્તક કે જે એક મોહમેદન કોમની સરજતમાં લખાયલા વફાદાર સુલેમાન નામના સખશે એક કીમતી હીરો જે અસલ ધણીનો હતો તે પાછો લાવી આપીને બહુજ અક્કલ મંદીનું કામ કર્યું છે તેવા એક વફાદાર મોહમેદન કોમનાં—એક દીલસોઝ અગ્રેસરને આ વાર્તારૂપી તવારીખનું પુસ્તક અર્પણ કરૂં છું કે જેમ એક વફાદાર સુલેમાનનું નામ આ વાર્તા સાથે જોડાઇ રહ્યું છે તેમ ભવીષ્યમાં આ મારા મીત્રનું નામ પણ વેપારી લાઇનમાં હમેશાં જળવાયલું રહેશે, એવી દુવા સાથે આ પુસ્તક અર્પણ કરવાની રજા લઉં છું.

લી॰ સેવક,

દીનશા એદલજી કરકરીઆ.



શેઠ અબદુલ રહેમાન હાજી મહમદ અબા.

# મુર્તીની આંખનો હીરો.



(એક ઓરીજીનલ કથા.)



(લખનાર—આઝાદ.)



## પ્રકરણ ૧ લું.

### ભેદભરી મુલાકાત.

" પરવરદેગાર-મારી સરજતનો તું મુખત્યાર છે."

ઉપલા શબ્દો એક જવાન મેહોમેદન બોલતો હતો.

આશરે બસો વરસની વાટ ઉપર જંગબારના એક મોહલામાંથી તે જવાન્યો પસાર થતો હતો અને પોતાના મનમાં તરેહવાર વીચાર કરતો હતો. તે મનમાં બડબડતો હતોઃ

" જવશ-જરૂર જવશ. આવી કંગાળ જીંદગી ગુજારી, લગભગ ભુખે મરતી હાલતમાં રેહવું અને ભવીષની કાંઇબી આશાવીના

દહાડા કહાડવા તેના કરતાં કોઈ જોખમ માથે ઉઠાવી દહાડો ફેરવવાની કોશેશ કરવી વધારે ઠીક થઇ પડશે. 'હતું શું ને ગયું શું?' મને રડનાર કુટનાર છે કોણ? મારી ગેરહાજરીથી અથવા મારા મોતથી કોઇને નુકસાન થવાનું નથી, બલકે તેની સ્હેજગી ખોટ કોઇને જણાવાની નથી."

આ જવાન્યાની ઉંમર આશરે ત્રીશ કે બત્રીશ વરસની હતી અને મજબુત કાઠીનો ખુબસુરત દેખાવડો હતો. તેનું નામ સુલેમાન હતું. તે જમાનાના લગભગ એક નાનાં ગામડાં જેવાં જંગબારના એક ગલીચ મોહલામાં અને એક તેવાંજ કંગાળ ઘરમાં આ જવાન એખલો અતુલો રહેતો હતો. બંદરપર મજુરી કરીને ગુજારો ચલાવતો અને તે વેળા હમણાના જેવો ધીકતો વેપાર જંગબારમાં ચાલતો હતો નહીં માટે મજુરી ઝાઝી મલતી નહીં જેથી સુલેમાનને ઘણીવાર બેકાર બેસવું પડતું હતું. તે ચંચલ હતો પણ કમનસીબ હતો. ઘણીવાર આફ્રીકાના માહેલા ભાગમાં તે જઇ આવ્યો હતો અને ઘણાક મુલકોની મુલાકાત લઇ તે ત્યાંની ભાષાઓ પણ શીખ્યો હતો. વળી ઘણીવાર મુસાફરીઓ કરવી પડેલી હોવાથી કેટલીકવાર લુતારાઓ અને જંગલી માણસો સામે તેને લડવું પણ પડયું હતું જેથી હથ્યારોનો ઉપગોગ કરતાં તે શીખ્યો હતો. તે વેળા બંદુક પીસ્તોલનો ઉપયોગ થતો હતો નહીં પણ તીરકામઠાંની ઘણી સારી કસરત સુલેમાને મેળવી હતી.

મુસાફરીથી ઘણીવાર તે કમાઇ આવ્યો હતો પણ નસીબ હમેશાં બે પગલાં આગળનું આગળ દોડતું હતું. એકવાર સારી

પુંજી લઇને તે જંગબાર તરફ પાછો ફરતો હતો ત્યારે લુટાઇ ગયો હતો; બીજીવાર તેવીજ રીતે ભવીષમાં સુખે રહેવાના સાધનો સાથે પાછો ફરતો હતો ત્યારે તેની છાવણીમાં આગ લાગી હતી અને સઘલું તારાજ થઇ ગયું હતું; ત્રીજીવાર એક નદીમાં તેનો મછવો ડુબી ગયો હતો અને ફકત તે એકલોજ ડીલ ઉપરના કપડાં ભર સલામત બચ્યો હતો.

આવી રીતની તેણે જીંદગી ગુજારી હતી. ઉપલા સુખન તે બોલતો હતો તેનું કારણ હતું. જે દીવસે તે સુખન તેને બોલતાં આપણે સાંભલ્યો છે તેજ દીવસે મજુરી માટે બંદરપર તે ગયો હતો. ત્યાં આફ્રીકાના ભીતર માહેલા કેટલાક માણસો હાથીદાંત વેચવાને આવેલા હતા. આ આફ્રીકન ટોલીમાં એક અતીશય ઘરડો માણસ વડો હતો અને તેણે સુલેમાનને જોયો. સુલેમાનને જોતાંજ તે ચોંકયો અને તરતજ તેણે પોતાની સાથવાળા પાંચ સાત માણસોને બાજુએ લઇ જઇ તેમની સાથે મસલહત ચલાવી. તેઓ સઘળા તે ઘરડાની વાત સાંભલતા ગયા અને સુલેમાન તરફ અજાયબીથી જોતા ગયા. સુલેમાન તો આ બધી ગડબડથી તદન બેખબર હતો અને હાથીદાંત કીનારાપરથી વહાનપર ચહડાવવામાં તે રોકાઇ રહયો. ખાંધ ઉપર બબે મોટા હાથીદાંત તે લેતો અને કમર સુધીના પાણીમાં ચાલી વહાનપર પુગાડતો. આવી તે સખત મજુરી કરતો હતો ત્યારે તેનેજ માટે ઉપલી ટોલીમાં વાત ચાલી રહી હતી.

વહાણ ઉપર માલ ચહડાવવાનું કામ પુરૂં થયું અને સાંજ

પરંતાં સઘળા કીનારા ઉપરથી પાછા ફર્યા. પેલી ટોળી માહેલો એક માણસ સુલેમાન સાથે ચાલતો હતો અને સુલેમાન સાથે દોસ્તી પાડી તેની સાથે તરેહવાર વાતો કરતો હતો. તે લોકની ભાષાથી સુલેમાન માહીતગાર હતો માટે તેને વાતચીત કરવામાં કશી મુશકેલી પડી નહીં. તેઓ ધીમે ધીમે વાતો કરતાં ગામડાં તરફ આવી લાગ્યા જે ગામડાંની બહાર આ આફ્રીકન ટોળીએ પોતાની નાની છાવણી નાંખી હતી. પેલા આફ્રીકને સુલેમાનને પોતાની છાવણીમાં આવવાનું આમંત્રણ કરયું અને સુલેમાને તે ખુશીથી કબુલ રાખ્યું. તેઓ છાવણીમાં દાખલ થયા અને એક નાના ટંબુમાં ગયા. પેલા આફ્રીકને સુલેમાનને બેસાડયો, તેની ખાતરદારી કીધી, પોતાનો પ્યારો પરોણો હોય તેમ તેની દરેક સગવડ પુરી પાડી આપી. વળી તે આફ્રીકને નોકરો ને ફરમાવ્યુ જેથી તરતજ તેઓએ અંગોળ કરવાનું ગરમ પાણી મુકી આપ્યુ અને અંગોળ કરવા પછી તે આફ્રીકને સુલેમાનને પોતાની સાથે જમાડયો.

બે ત્રણ કલાક ત્યાં નીકલી જવા પછી સુલેમાન પોતાને ઘરે જવા ઉઠયો પણ પેલા આફ્રીકને તેને રોકયો.

તે આફ્રીકન બોલ્યો. "બેરાદર, તુંને અત્રે લાવવાની મારી એક ખાસ મતલબ છે. અમારી ટોળીના વડા સરદાર, જેવણનુ નામ ઇનસપોગા છે તેવણ તુંને મલવાને ઇંતેજાર છે. તેવણ અમારા ગામના વડા છે, વડા ધર્મ ગુરૂ છે અને અમારા માલેક છે."

"તેવણ મારી મુલાકાત શા માટે લેવા માંગે છે?" સુલે-

માને કાંઇક અજાયબી સાથે સવાલ કર્યો.

"તેવણુ પોતે તુંને તે સઘલું કહેશે. તેવણુની મુલાકાત થાય તે અગાઉ મારે તુંને અમારી જાતનાતની કાંઇક ખબર અંતર આપવી જોઇયે. અમારાં પાંત્રીશ ગામડાં છે અને તે ગામડાંઓના જુમલા ઉપર ઇનસપોગા રાજ ચલાવે છે સઘળી રઇયત તેવણુની તાબેદાર છે અને તેવણુના હુકમને અમો સઘલા માન આપ્યે છીયે. અમો મુર્તી પુજનારા છીયે અને અમો સુલેહ સંપજમાં રહેનારા છીયે છતાં અમારી કોમ લડાયક છે."

"ત્યારે શું તમારાં ગામડાંમાં મને લઇ જવાની તમારા સરદાર અને ધર્મગુરૂની ખાહેશ છે?"

"હું તે જાણતો નથી. ઇનસપોગા—જેવણુ 'મોતના ભાલાની અણી' ને નામે પણ ઓળખાય છે. જેવણુ 'ભેદ ભરમના જાણનાર,' 'ભવીષને વરતનાર' વગેરે એલકાબ ધરાવે છે તેવણે મને ફરમાવ્યું છે કે તું જો રાજીખુશીથી તેવણની મુલાકાત લેવાને ખુશી થાય તોજ તુંને તેવણુની મુલાકાતે લઇ જવો. આમ હોવાથી હું તુંને પુછું છું કે તું તેવણની મુલાકાતે આવવાને રાજી થશે! જો તારી મરજી નહીં હોય તો ભલે બેલાશક ચાલતો થા."

સુલેમાને થોડીવાર વીચાર કર્યો અને પછી તે બોલ્યો. "હું તઇયાર છું તમારા સરદારને મલવાને રાજી છું."

તરતજ તે આફ્રીકને એક માણુસને બોલાવ્યો અને પોતાના વડા સરદાર ઉપર આ બાબતનો સંદેશો મોકલ્યો થોડીજ

મીનીટમાં તે સંદેશો લઇ જનાર માણુસ પાછો ફર્યો અને તેણે જણાવ્યું કે "સરદાર ઇનસપોગા તમો બનેને બોલાવે છે. ચાલો જલદી."

તરતજ પેલો આફ્રીકન ઉઠયો અને સુલેમાનને પોતાની સાથે લઇને ટંબુની બહાર નીકળ્યો. નાના નાના વીશ ટંબુ ત્યાં ઉભા કરેલા હતા જેમાં એક ટંબુ ઘણો મોટો હતો. તે ટંબુ સરદાર ઇનસ–પોગાનો હતો. તે ટંબુ આગળ તેઓ આવી લાગ્યા.

ટંબુની બહાર બે પાહરેગીર ઉભેલા હતા. તેઓના બદન કાળાં અબનુસ જેવાં હતાં અને કાલી સેતીન હોય તેમ ચામડી ચમકતી હતી. કમરથી જાંગના અરધા ભાગ સુધી ચામડું લપેટેલું હતું અને માથા ઉપર પીછાંની ટોપી હતી અને હાથમાં ભાલા હતા. આ ભાલા પણ વીચીત્ર હતા. ખાસ્સો એક ભાલો આઠ ફીટ લાંબો હતો જેને મથાળે આશરે ત્રણ ફીટ લાંબું ઝલકતું આબદાર લોખંડનું પાણું હતુ. એક છરીનું પાણું હોય તેમ તે પહોલું આશરે પોણા ફુટ જેટલું હતું અને બેઉ તરફ તેને ધાર હતી. સુલેમાનને જોઇ તે પાહરેગીરોએ ભાલા આડા કરી ટંબુનો દરવાજો બંધ કરતા હોય તેમ ઉભા પણ પેલા આફ્રીકને તેમને કાંઇ કહયું જેથી તેઓએ ભાલા નમાવ્યા અને દરવાજો ખુલ્લો કરી આપ્યો જેથા તેઓ બને ટંબુમાં દાખલ થયા.

ટંબુમાં રોશની હતી. હીંદુ વેપારીઓની પહેઠી ઉપર જેમ પીતલની દીવીઓ જોવામાં આવે છે તેવી પીતલની દીવીઓ જમીન ઉપર મુકેલી હતી પણ તેમાં રૂના કાકડા હતા નહીં પણ માહે

કોઇ જાતનો ચીકણો માખણના લોંચા જેવો પદાર્થ હતો અને તે સળગાવેલો હતો. તેમાંથી ખુશબો પણ આવતી હતી પણ તેમ ધુંવો પણ નીકળતો હતો.

તેવી બે દીવી વચ્ચે ઇનસપોગા બેઠેલો હતો તેની આગળ બે ખીદમતગાર હતા. પેલો આફ્રીકન તેની આગળ જઇ જમીનને છેક કપાલ લગાડીને ગુટણપર પડયો અને તેમજ તે પડી રહયો. સુલેમાન પણ ઇનસપોગાને નમ્યો પણ ગુટણપર પડવાને બદલે તે ખડો ઉભોજ રહયો.

ઇનસપોગાએ પેલા આફ્રીકનને કહયું. "ઉઠ?"

તે આફ્રીકન ઉઠયો પણ ગુટણ ઉપરજ બેસી રહયો.

ઇનસપોગા ફરીને બોલ્યો. "તેં મારા હુકમ મુજબ બરાબર કર્યું છે કે? કાંઇ ખામી રહી તો નથી?"

"એ ભેદભરમના જાણનાર ભવીષ વરતનાર-મેં આએ જવાનને સઘલું કહયું છે અને એની મરજી હોવાથીજ તારી મુલાકાતે એને હું લાવ્યો છું-એ માહાન મુર્તીના પહેલા પુજારી." પેલા આફ્રીકને જવાબ દીધો.

આ વેળા સુલેમાન પોતેજ બોલ્યો: "હું મારી રાજીખુશીથી તમોને મલવા આવ્યોછું. મને જબરદસ્તીથી અત્રે લાવવામાં આવ્યો નથી."

ઇનસપોગાએ સુલેમાન તરફ જોયું અને પછી તેણે સુલેમાનને કહયું, "આજે મેં તુંને મારી મુલાકાતે બોલાવ્યો છે

અને ખાસ અગતના કામે તુંને મેં બોલાવ્યો છે. હું તુંને ખાત્રી આપુંછું કે તુને જરાબી અમો હેરાન કરીશું નહીં; તારી જીંદગીને સહેજબી અલવલ પુગશે નહીં; તારી જીંદગી બચાવવા સારૂ અમો સો માણુસનો ભોગ આપવાને અચકાશું નહીં; અને તુને દરેક રીતની સગવડ કરી આપવાને અમારી દરેક સગવડનો ભોગ આપવા તઇયાર થઇશું. હું આ જે બોલ્યો છું તે પાલીશ અને તેની જામીનગીરીમાં માહાન મુર્તી 'દાગોરી' નાં હું સોગંદ લઉંછુ."

જ્યારે ઇનસપોગાએ મુર્તી 'દાગોરી' નું નામ દીધું. ત્યારે તેણે પોતાનું માથું જમીન સુધી નમાવ્યું અને પેલા આફ્રીકને તથા સરદારના બને ખીદમતગારોએ જમીનપર લાંબા થઇ અબરૂ સુધ જઇ જમીન સાથે ત્રણવાર કપાળ લગાડયું.

"પણ સાહેબ મારૂં શું કામ પડયું છે તે તો હું હજી જાણુતો નથી." સુલેમાન આ બધી કુરબાની જોઇ અજબ થઇને બોલ્યો.

"તે હવે પછી તું જાણુશે. તારે માટે સુખનો માર્ગ ખુલ્લો થાય છે. જો અમારી સાથે તું અમારાં ગામ તરફ આવશે તો તુંને અમો નેહાલ કરી નાંખીશું અને તુંને તારે દેશ દોલતમંદ અને સુખી બનાવીને પાછો ફેરવીશું."

"અને તમારી સાથે આવવાને હું ના કહું તો?"

"તો તને તારે ઘરે સહીસલામત અમો પુગાડી દઇશું. તુંને તકલીફ પડી તે માટે હું તારી દરગુજર ચાહીશ અને તુંને કાંઇ પણ અલવલ પુગાડયા વના હમણાજ તારે ઘરે તુને હું

પહોંચતો કરાવીશ, તારી મરજી હોય, તારી ખુશી હોય, તુંને અમારી ઉપર વીસ્વાસ હોય, જે હડહડતા સોગંદ મેં લીધા છે તેનું ત્રાશ દાયક ગંભીરપણું તું સમજતો હોય તોજ અમારી સાથે આવવાને હા પાડજે, નહીં તો બેલાશક ના કહેજે."

સુલેમાને થોડોવાર વીચાર કર્યો અને પછી તે બોલ્યો; "હું તઇયાર છું. તમારી સાથે આવવા હું રાજી છું."

"શાબાશ-હું તારો ઘણોજ આભાર માનુંછું. અમો આવતી કાલે બપોરના અત્રેથી કુચ કરી જઇશું. તું કાલે બપોરે અત્રે આવજે. પણ ખબરદાર રહેજે-આપણા વચે થયલી હમણાની વાત કોઇને કહેતો ના. યાદ રાખજે તારી પાછળ કાન સાથનો અને આંખવાલો અણદીઠ જાસુસ ભમતો રહેશે અને જો આ વાત તું કોઇનેબી કહેશે તો સખત હડહડતું વેર તારી ઉપર લેવામાં આવશે. હજીબી તારી મરજી પડે તોજ આવજે અને તારો વીચાર ફરે તો બેલાશક ના આવતો. તારો કાંઇ અસબાબ સાથે લાવતો ના કારણકે જેબી તને જોઇશે તે સઘળું અમો પુરૂં પાડીશું. ફરીને કહું છું-યાદ રાખજે મારી કબુવાત અને વચન કડીબી ટુતવાનાં નથી, મેં જે કાંઇ કબુલાત આપી છે તે હું પાર પાડીશ અને મારી આખી પ્રજા તે ઉપર પાબંદ રહેશે. જા-સુખે રાત ગુજાર અને રાત દરમ્યાન કાંઇ સ્વપણા આવે તો તે ઉપરથી આગાહી કરવાની શકતી દોડાવી ખ્યાલ બાંધજે અને પછી સવારના ચોકસ ઠરાવ કરી તે ઉપર અમલ કરજે. અમો કાલે બપોરના સુરજ બરાબર માથે આવશે ત્યારે અત્રેથી નીકલીશું

અને ત્યાં સુધી તારી રાહ જોઇશું. જા–મહાન મુર્તી તારી પાસબાની કરશે."

પેલો આફ્રીકન સુલેમાનને લઇને ટંબુની બહાર નીકલ્યો અને આખી છાવણીમાંથી પસાર થઇ ગામડાં તરફ ચાલ્યો રસ્તામાં સુલેમાને તે આફ્રીકન જેનું નામ સીમપી હતું તેને પુછ્યું; "ભાઇ સીમપી મારી ઉપર આવાં ફુલ ફુતાડવાની કબુલાત તમારા સરદારે આપી છે તેનું કારણ શું?"

"તેનું કારણ 'ભવીશ વરતનાર' જાણી શકે. જો તું અમારી સાથે આવશે તો તું પણ જાણશે."

"ત્યારે તું કશું એ જાણુતોજ નથી કે?"

"હું જાણું છું કે નથી જાણુતો તે પણ નહીં જણાવવાનો મને હુકમ છે. બેરાદર, તું એમ સવાલ પુછે છે કે જો મારી કોમ અને જાતવાલો તેવા સવાલ પુછે તો હું અપમાન લઉં. આએ તારાં ગામની પાદર આવી પુગી. હવે તું તારે ઘરે મારી મદદ વના જઇ શકશે. વીચાર કરજે અને લક્ષમી ચાંદલો કરવા આવી છે તો મોહડું ધોવા જવા જેવી મુર્ખાઇ ના કરતો એટલી મારી તુંને સલાહ છે. સલામ." એટલું બોલી સીમપી પીઠ ફેરવી ચાલતો થયો.

સુલેમાન ગામમાં દાખલ થયો અને પોતાના ઘર તરફ ચાલ્યો. પોતાના ઘર તરફ જતાં સુલેમાન–આ પ્રકરણને મથાલે લખેલા બોલ બોલતો હતો અને વીચાર કરતો હતો.

---

૪૩૬૫
૯



# પ્રકરણ ૨ જું.

## સુલેમાનનુ સ્વપણું અને મુસાફરી.

સુલેમાન પોતાને ઘરે જઈ પુગ્યો. તે હમેશાં બજારમાંથી નાન કવાબ વગેરે તઇયાર પકાવેલી ખોરાકની જણુસ વેચતી લાવીને ખાતો હતો પણ તે દીવસે તો તે જમીખાઇને આવ્યો હતો અને વળી રાત ઘણી આગળ વધી હતી માટે તે ઘરે જતાના વારમાં કપડાં ઉતારી બીછાણુામાં પડયો. છેલ્લી ભેદ ભરેલી મુલાકાતનો તે વીચાર કરતો હતો અને તે વીચાર કરતાં તે ઉંઘાઇ ગયો. આખી રાત તેણે ભર ઉંઘમાં પસાર કીધી પણ તે દરમ્યાન તેને કેટલાક દેખાવો સ્વપણામાં જોવા.

પહેલો દેખાવ તેણે એ જોયો કે ખુંખાર લડાઇ અને ઝપાઝપી ચાલતી હતી; લોહીની નહેરો વહેતી હતી અને આસ-પાસ જખમી થયલાં માણુસો પડીને તરફડતાં હતાં તથા માણુસોની લાશ જાબજા પડેલી હતી.

પણ તેટલાં દેખાવ બદલાયો. પોતે એખલો જંગલમાંથી પસાર થતો હોય તેમ તેણે જોયું સખત તડકો પડતો હતો પણ તેને પોતાને માથે છાંયો હતો. તેને માથું ઉંચકી આસમાન તરફ જોયું તો પોતાના માથાપર પડતા છાયાંનો બાયસ તે સમજી શકયો. ગંજાવર મોટી પાંખ વાળું એક સુફેદ દુધ જેવું પક્ષી તેના માથા ઉપર પોતાની પાંખો છત્રી રૂપે રાખીને ઉડતું હતું

અને તે પાંખ પવનમાં ફરફડી તેને પવન નાંખતી હતી તથા તે ફડફડાટનો અવાજ કોઇ મધુર રાગના વાજીંત્ર જેવો સંભલાતો હતો.

પાછો દેખાવ બદલાયો. એક મોટાં રળીયાંમણા શહેરમાં એક ફાંકડા નાનાં મકાનમાં એક જવાન્યો બેઠેલો હતો એને તે જવાન્યાનો ચહેરો હુબહુ સુલેમાનના ચહેરાને મળતો આવતો હતો. તે જવાન્યાની ઉમર બાવીશ કે ત્રેવીશ વરસની લાગતી હતી અને તેની પડોશમાં એક ખુબસુરત છોકરી તેની સાથે પ્યાર મહોબત કરતી બેઠી હતી. તેઓની વચમાં એક નાનું આશરે દોઢ વરસનું બાળક રમતું હતું અને તે બાળકને પોતાના હાથમાં લઇને તે જવાન્યો પોતાની પડોશની જવાન બાનુને કહેતો હતો કે 'પોતે જંગબારવાળા બહાદુર સુલેમાનની ઓલાદથી ઉતરી આવેલો છે એવો ખ્યાલ આપણા આ બેટાને આવતો હશે કે ?" પેલી જવાન બાનુ બોલી; 'સમજનો થશે ત્યારે સઉ જાણુશે એ મારા વાહલા આમંદ.'

આંખ ઉંઘડી ગઇ-સુલેમાન ઉંઘમાંથી ઝમકી ઉઠયો. ઇનસ પોગાના બોલ તેને યાદ આવ્યા. તેણે તેને કહયું હતું કે "રાત દરમ્યાન કાંઇ સ્વપણા આવે તો તે ઉપરથી, આગાહી કરવાની શકતી દોડાવી ખ્યાલમાં રેજે." તેને સ્વપણા આવ્યા હતા ખરા પણ તે ઉપરથી તે શું ખ્યાલ બાંધે ? તે ગુચવણમાં પડયો પણ સ્વપણા માહેલા છેલ્લા બનાવની તેને યાદ હતી અને તેણે ધારયું કે આહેબત અંજામ સારો આવશે. આગલી રાતનો પોતાનો ઠરાવ તેણે અમલમાં મુકવાનો ઇરાદો રાખ્યો યાને પેલી આફ્રીકન

ટોલી સાથે જવાનો વીચાર પાર પાડવાનો ઠરાવ કર્યો.

પોતાની આગલી સાંજની મુલાકાતની વાત તેણે કોઇનેબી કહી નહીં અને ગુપચુપ ઘરને તાલું મારી તે ઘરથી ચાલતો થયો. તેણે પોતાની સાથે અસબાબ માટેની એક નાની પોતલી બાંધી લીધી હતી, તે પોટલીમાં છરી, કાટર, દાઢી બોડવાનો અસ્ત્રો, સોય,–દોરો ચાર પાંચ રૂપયા વગેરે કીરકુલ જણસો હતી. બપોર થવા અગાઉ તેણે જંગબાર છોડયું અને છાવણીમાં આવી પુગ્યો. પારકા કોઇબી માણસને છાવણીમાં દાખલ કરવામાં આવતો હતો નહીં. પણ સુલેમાન બેધડક દાખલ થયો અને કોઇએ તેને અટકાવ્યો નહીં પણ તે ટોલીના જેબી માણસ તેને મલતાં તેઓ તેને હસીને સલામ કરતાં હતાં.

સીમપીના ટંબુમાં તે જઇ લાગ્યો અને સીમપીએ તરતજ તેના આવી પુગવાની ખબર ઇનસપોગાને એક નોકર મારફતે પુગાડી. બરાબર મધ્યાન થતાં દેરા ટંબુ ઉઠાવવામાં આવ્યા અને આખી ટોલીએ કુચ કરવા માંડી. સીમપીએ સુલેમાનને પુછયું.

"તુંને સ્વારી કરતાં આવડે છે કે ?"

"હા, ઘણી સારી રીતે" સુલેમાને જવાબ દીધો.

"ત્યારે તું ઘધેડાંપર બેસશે ?"

"મોટી ખુશી સાથે. પણ ઘધેડાં કયાં છે ?" સુલેમાને આસપાસ જોઇને કહયું. "અહીં તો ઘધેડાં જણાતાં નથી."

"અમારો સઘળો સરસામન માણસો ઉંચકીને મુસાફરી કરશે અને સેંકડો માઇલની મુસાફરી પગે કરવી પડશે. પણ તુંને આવી મુસાફરી કરવાની આદત નથી માટે તારાથી ચાલી શકાવાનું નથી માટે તારી સ્વારીને માટે ખાસ એક કીમતી ઘઘેડું ખરીદવામાં આવ્યું છે."

મુસાફરી શુરૂ થઇ અને બે કલાક ચાલવા પછી એક તરફ ઝાડોની મોટી ઘટામાં તેઓ આવી પુગ્યા. ત્યાં એક માણસ એક ઘઘેડું લઇને ઉભો હતો જેની ઉપર ખોગીર બાંધેલી હતી. આ જગાએ થોડોવાર આ ટોલી થોભી અને પછી પાછી મુસાફરીએ આગળ વધી. સુલેમાન ઘઘેડાં ઉપર સ્વાર થયો અને તેની પડોશમાં સીમપી ચાલવા લાગ્યો, તેઓની ચાલવાની અને મહેનત કરવાની તેમજ સહન શકતી જોઇને સુલેમાન અતીશય અજબ થયો. મધ્યાન બપોરના નીકલેલા બે વાર બબે કલાકની આસાયસ લઇને તેઓએ આખો અરધો દહાડો અને આખી રાત મુસાફરી કીધી અને પરોઢયું પડતાં એક જગાએ થોભ્યા. ત્યાં સઘળાઓએ સરસામન ઉતાર્યો અને આવી લાંબી મુસાફરીથી જાણે કશી પણ થાક ચહડી નહીં હોય તેમ સઘલાઓ કામ કાજે રોકાઇ ગયા. પડોશમાં નદી હતી ત્યાંથી પાણી લાવ્યા અને ખોરાક રાંધ્યો તથા એવાંજ બીજાં કામમાં મશગુલ થયા. સુલેમાને પોતાના ઘઘેડાંની માલીશ કરી તેને ખોરાક પાણી કર્યું. સઘળાઓ કામકાજ કરી જમીખાઇ પરવાડયા અને પછી ઝાડોના છાંયા હેઠળ લાંબા થઇ ઉંધી ગયા.

સાંજ પડતાં તેઓ જાગ્યા. ફરીને સઘ(ગાઓ જમયા અને સુરજ અસ્ત પામે તે અગાઉતો ટોલીની મુસાફરી પાછી શુરૂ થઇ તે છેક બીજી સવાર સુધી ચાલુંજ રહી. આ પ્રમાણે તેઓ દરરોજ એક સરખી મુસાફરી કરતા જંગલમાં મંજલ કાપતા વીશ દીવસ સુધી આગળ વધ્યા અને વીશ દીવસ વીટતાં તેઓ પોતાના મુલકમાં આવી પુગ્યા. જંગબારથી બહુજ દુર અને પહાડોની પાછળના ભાગમાં આ મુલક આવેલો હતો.

આ વીશ દીવસ દરમ્યાન સીમપી સાથે સુલેમાનને ઘણી દોસ્તી પડી અને અનેકવાર સુલેમાનને સીમપીએ ખાત્રી આપી કે તેને કોઇબી રીતે હેરાનગતી થશે નહીં વળી પોતાના મુલકની ઘણીક હકીકત સીમપીએ સુલેમાન આગળ કહી સંભલાવી. તે હકીકત પરથી સુલેમાનને માલમ પડયું કે તેમના મુલકનું નામ કોર–જુલુ હતું અને તેમના મૂલકથી આશરે ૫૦ માઇલના છેટાં પર આવેલા એક બીજા મુલક નામે "કારમીજી" સાથે તેમને જમાનાઓનું વેર હતું અને બે--ત્રણ વરસે એક બીજા સાથે લડી સેંકડો માણસોની કાપાકાપી ચલાવતા હતા. સીમપીના કહેવા મુજબ તેમના ગામમાં એક મોટું મંદીર હતું જેમાં હજારો વરસથી એક મોટી પથરની મુર્તીને બેસાડેલી હતી જે મુર્તીને તેઓ માનતા હતા. તે મુર્તીને દાગોરી કહેવામાં આવતી હતી. તે મુર્તીને એટલું તો માન તેઓ આપતા હતા કે તેણીનું નામ જટીક ઓચરવાની હીમત નહીં કરતા અને નામ ઓચરતા ત્યારે જમીન ઉપર ઉંધા સુઇને કપાળ જમીનપર ત્રણવાર લગાડતા હતા.

એ મુર્તીવાલાં મંદીરમાં એકવાર આપણને નજર કરવાની છે માટે તે મુર્તી અને મંદીર તથા આ મુલકની રાહરસમનું વરણન હાલ તરત મુલતવી રાખી આ ટોલીની મુસાફરી વીશેજ કથા આગળ ચલાવીશું.

કોર–ઝુળુ મુલ્કની પાદરે આ ટોળી આવી પુગી અને ત્યાં લોકોનું મોટું ટોળું જમા થયલું જોવામાં આવ્યું. આ ટોળીના આવી પુગવાની ખબર આગલી સાંજથી ગામમાં પુગાડવામાં આવી હતી માટે પોતાના રાજકર્તા સરદારને આવકાર દેવા અને એસ્તેકબાલ લેવાને સારૂ ગામના લોકો આવ્યાં હતાં. સુલેમાને જોયું કે તે સઘળાં માણુસોના એક સરખા પોશાક હતા, બલકે પોશાક જેવું તો કશું હતું નહીં પણ કમરે કાળા બાલના અથવા બાલ વનાના ચામડાં ગુટણ સુધી લપેટેલાં હતાં અને માથા ઉપર કાલા અને લાલ પીછની ટોપીઓ હતી. ફકત ઇનસપોગાએ એખલાએજ સફેદ બાલનું ચામડું લપેટેલું હતું અને માથે મોટાં લાંબા સફેદ પીછની ટોપી પહેરેલી હતી. લગભગ સઘળાઓ ૭ ફીટથી વધુ ઉંચાઇના હતા અને બેહદ કાળી પણ ચમચમ ચલકતી ચામડીવાળા. કાળી ભભુકદાર આંખોવાળાં, ઘટમદાર ચહેરાવાળા, અને હસ્તા સ્વભાવના હતા. ઘણાંઓના હાથમાં ભાલા હતા અને કેટલાકોએ હાથમાં કામઠાં રાખ્યાં હતાં અને પીઠ ઉપર તીરનો ભાડરો લટકાવેલો હતો. ઘણાઓની કમરે લપેટેલાં ચામડામાં ખંજર રૂપી જંબ્યા પણ ખોસેલા હતા.

ટોલાને મુખડે ઇનસપોગા ચાલતો હતો અને સીમપીની

સુસનાથી ગામની પાદરે આવતાં સુલેમાન પણ ઘોડાં ઉપરથી ઉતરીને ચાલવા લાગ્યો હતો. ઇનસપોગા લોકોનાં ટોળાંની નજદીક આવી પુગ્યો ત્યારે સઘળાઓએ એક અવાજે પોકાર કર્યો. "તુને ફતેહ મળો અએ કાળી રાતમાં અજવાળું નાંખનાર ભેદભવીષ જાણનાર સરદાર-તુને સદા ફતેહ મળો!" અને એમ બોલી સઘળાઓએ જમીન ઉપર ગુટણપર બેસી માથું જમીનને લગાડયું.

"ઉઠો મારાં બાલકો. ઇનસપોગાએ ફરમાવ્યું અને સઘલાઓ ઉઠયા પણ ગુટણપર બેસીજ રહયા. "તમોને મારા આશીશ છે; તમારા કુટુંબને મારા આશીશ છે; તમારાં છોરો અને કાકીને મારા આશીસ છે. તમારે માટે હું એક પરોણો લાવ્યો છું. એ મારો પરોણો છે તેમજ તમારો પરોણો છે. એની ખાતરદારી કરજો." તે પછી તેણે સુલેમાનને પોતાની નજદીક બોલાવ્યો અને સઘળાઓને કહયું. "આએ મારો પરોણો છે."

સઘળા એક અવાજે બોલ્યાં, "અમારા પરોણા તુને અમારો વફાદારી ભર્યો આવકાર છે.

---

## પ્રકરણ ૩ જું.

### કુમપાલા—સુલેમાનની માશુક.

સુલેમાનની ખાતરદારી કરવામાં લોકોએ કશું બાકી રાખ્યું નહીં. એક નાનાં મકાનમાં સુલેમાનને ઉતારો આપવામાં આવ્યો અને ત્યાં ત્રણ ચાર નોકરો તેની ખીદમતમાં મુકવામાં આવ્યા.

સીમ્પીનું ઘર પડોશમાંજ હતું. જ્યારે સુલેમાન પોતાના આ નવાં ઘરમાં પહેલાં દાખલ થયો ત્યારે સીમપી તેની સાથે આવ્યો અને તેની બધી સમજ આપીને પછી પોતાને ઘરે જવા અગાઉ કહયું. "બેરાદર સુલેમાન બે મહીના પછીનો નવો ચાંદ પાછો ઉગશે તે દીવસે મોટી ક્રીયા થવાની છે અને તે પેહલાં તારૂં કામ પડશે. તે દીવસ આવી પુગવાને હજી બે મહીના અને વીશ દહાડાનો વીલંબ છે માટે તે અરસામાં ખાઇ પી ફરી હરી મોજ કરી લેજે. જો તુંને ગમે તો એકુ ઘણીઆણી પણુ પસંદ કરી લેજે, તારી સાથે પોતાની બહેન અથવા દીકરીને પરણાવી આપવામાં આ ગામનો એકકે એક માણસ પોતાને મોટું માન મળેલું સમજશે અને પોતાને મોટું પુન હાંસલ થયલું ગણશે તથા જે છોકરીપર તારી મહેરબાની ઉતરશે તે છોકરી પોતાને અતીશય ભાગ્યશાલી ગણશે. જે જોઇયે તે માંગજે, જે જોઇયે તે લેજે. શરમા તો ના, બોશકા તો ના જરાબી અગવડ પડે તો મને જણાવજે."

સુલેમાન એખલો પડયો અને બનેલા સઘલા બનાવો વીષે વીચાર કરવા લાગ્યો. કાંઇ મોટો ભેટ હતો અને તેની મદદ લેવાની હતી એવું તેને લાગ્યું. કદાચ માણસનો ભોગ આપવાનો તે કોમનો કાયદો હોય અને તે માટે સુલેમાનને ભોગ આપવા માટે લાવવામાં આવ્યો હોય એવો શક ઘડીભર સુલેમાનના ઉપજ્યો પણુ તરતજ તે શક દુર થયો કારણુ કે તેની જીંદગી અને જાનની સલામતીના કસમ પેલા ઘરડા સુફેદ લાંબી દહાડીવાળા ઇનસપોગાએ લીધા હતા

અને તે સોગંદ ઉપર સુલેમાનને વીસ્વાસ હતો.

બે મહીના અને વીશ દહાડા વહી ગયા જે અરસામાં ઘણાક જાણવા જોગ બનાવો પણ બન્યા. એ અરસામાં સુલેમાને ગામનું પુરતું અવલોકન કર્યું અને સીમપી સાથે દરરોજ મુલાકાતે થઇ સુલેમાન મજબુત કાઠીનો બહાદુર ખુબસુરત જવાન્યો હતો અને ભાલો ફેંકવાની તથા ભાલાથી બચવાની કસરત અને દાવ પેચ એ અરસામાં સીમપીએ બરાબર રીતે સુલેમાનને શીખવ્યા અને તે ચેલો એવી તો અછી રીતે શીખ્યો કે તેના ઉસ્તાદને ઘણો હરખ ઉપજ્યો.

આ અઢી મહીનાના અરસામાં લોકોની રાહ રસમ તેણે તપાસી, ગામમાં નાનાં નાનાં સંખ્યા બંધ માટીના ઘરો હતાં અને કોઇ કોઇ તવંગરોના ઘરોમાં માટી ઉપરાંત લાકડાંનો ઉપયોગ કરવામાં આવેલો હતો. લોકોની દોલતનો આધાર તેમના ઢોરો અને ખેતીની જમીન ઉપર હતો. જંગલમાંથી હરણ રીંછ વગેરે જાનવરો આ જંગલી લોકો ભાલા અને તીરથી મારી લાવતા અને તેના ચામડાંનો ઉપયોગ કરતા. વળી તેઓ લડઇ પર જતા ત્યારે કમરે જંખ્યા જેવી મોટી છુરી ખોસી રાખતા હતા. બંદરોપર જઇને તેઓ હાથીદાંત આપી તેના બદલામાં કાપડ વગેરે જણસો લાવતા અને તે કપડાં ફકત સ્ત્રીઓનાજ ઉપયોગમાં આવતું. વળી કેટલાક મરદો અને કેટલીક સ્ત્રીઓ ગલામાં માળા રૂપે એક વીચીત્ર તરાંહની કંથી બાંધતાં હતાં. તેમાં સોનાના વાંકાટીકા ટુકડા અને તે ટુકડાઓ ઉપર કાપવા અને સાફ કર્યાવનાના, પાસા પાડયા વનાના હીરા માણેક અને લીલમ જણુાનાં હતાં. એવા કીમતી દાગીના

ઘણુા થોડાં માણુસો પહેરતાં હતાં અને સુલેમાને જોયું કે તે અતીશય મોંઘી કીમતના દાગીનાઓની ખરી કીંમત અને કદર તે માણુસો બુજતાં હતાં નહીં. સ્ત્રીઓ કમરથી ગુંટણુની નીચે સુધી ચરયા માફક વસ્ત્ર પહેરતી. એક મરદ પોતાની ગુજાશ મુજબ એકથી વધુ બાયડી કરી શકતો પણ સુલેમાને જોયું કે મોટે ભાગના મરદોએ એકજ બાયડી કીધેલી હતી. સ્ત્રીઓ પણ એકદ કાળી પણ અતીશય નાજુક ચામડીની હતી અને મહોડાનો ઘાટ ચટમ ઘણોજ રૂપાળો જણાતો. તેઓ ગળાંમાં કાચના અને રૂપાંના તે દાણુાની સહેરવરે ઉપર જણાવ્યું છે તે મુજબ સોના અને હીરાના દાણુાની સહેર પેહરતી અને તેબી ઢગલા બંધ. હાર પણ કેટલીક સ્ત્રીઓ પહેરતી હતી. સ્ત્રીઓ પોતાના હાથ ઉપર રૂપાંની બાંગડી પહેરતી અને કાનમાં નાની બાલી પહેરતી. માથું ખુલું રાખતી અને બાળને તરેહવાર રીતે ગોઠવતી માથાથી કમર સુધી તે સ્ત્રીઓ નગન રહેતી અને પગ પણ ઉઘાડા રહેતા. તે લોક સુઘડ અને સફાઇવાળાં હતાં અને ઘર તથા આંગણું બહુ સાફ રાખવાની ઘણી કાલજી રાખતાં હતાં.

એક ગંજાવર મોટા પહાડની ટલેતીમાં આ ગામડાંઓનો જુમખો આવેલો હતો અને એકકું ગામડું માઇલ અથવા બે માઇલને છેટે આવેલું હતું. ચાંદરાતને દહાડે સઘળા ગામમાં પુંજા થતી અને સરદારવાળાં ગામડાંમાં ઘણુા લોકો મુર્તીની પુજા માટે આવતાં. તેઓ ખેતી કરતા હતા અને સ્ત્રીઓ તેમાં મદદ આપતી હતી. પહાડ ઉપર વહેતી ત્રણુ મોટી નદીઓ આ ગામ-

ડીઓ આમળથી પસાર થતી હતી જેથી આ ગામવાસીઓને પાણીની કોઇબી વાત તાણ પડતી નથી અને ખેતી માટે ભરપુર પાણી મળી શકતું હતું. તેઓ જો બે કે ત્રણ વગેરે પડોશના મુલકની પ્રજા સાથે લડાઇ જગાડયા કરતા નહીં હતે તો વસ્તી એટલી મોટી વધી જતે કે કદાચ બીજાં સંખ્યાબંધ ગામડાંઓ વસાવવા પડતે. પણ લડાઇ જગાડી તેઓ સેકડોને હીસાબે કપાઇ મરતા અને તેથી તેમની વસ્તી વધવા પામતી નહીં.

આ લોકોમાં લગનની વીચીત્ર રીત હતી. પરદા ગોશા જેવી રસમ હતી નહીં માટે કોઇબી આને કોઇબી મરદ જોઇ શકતો અને પંદર–સોલ વરસની ઉમરે એક છોકરી લગનને લાયકની ગણવામાં આવતી. કોઇ મરદ કોઇ છોકરીને જોઇ તેણીને પોતાની ધણીઆણી કરવા માંગતો તો બેધડક જઇને તે છોકરીના બાપ અથવા ભાઇ અથવા વાલી આગળ માંગણી કરતો અને પેલી છોકરી ખરીદવા માંગતો કારણકે લગનના બદલામાં તે ઢોર આપતો અને જો તે વાલી આ માંગણી કરનાર તરફથી મલતાં ઢોરની સંખ્યા પુરતી ગણતો તો કબુલ થતો અથવાતો ના પાડતો, પણ વળી તે સાથે એક બીજો રીવાઝ પણ હતો. જો એક ઉમેદવાર ચાર ગાય આપવા માંગતો અને બીજો ઉમેદવાર પાંચ ગાય આપવા માંગતો તો પેલો ચાર ગાય વાળો પોતાના હરીફને ચેલંજ કરતો, તે સઘળી ગાય યાને નવ ગાય એક તરફ જમા કરવામાં આવતી અને બને ઉમેદવારો લડવાને બહાર નીકળતા. જે ઉમેદવાર ઉમરમાં વધારે મોટો હોતો તે પોતાના હરીફ સામે ભાલો ફેંકતો અને તે પછી નાનો

ઉમર વાલો પોતાના હરીફ તરફ ભાલો ફેંકતો હરીફે પોતાની જગાથી સહેજબી ખસ્યા વના ભાલો ચુકાવવો જોઇએ અને જો તેમ ચુકાવવાને તે ચુકતો તો વીંધાઇ જતો અને જીતનાર તે છોકરીનો ધણી થતો અને તેના વાલીને તે સઘળી નવ ગાય મળતી જો બને જણા પોતાના હરીફના ભાલા ઝુટવી નાંખતા તો પછી જે છોકરી માટે આ લડત ચાલતી તે છોકરીને હાજર કરવામાં આવતી અને તેણી જેણે પસંદ કરે તેની સાથે તે છોકરીના લગન થતાં અને પેલી નવ ગાય વાલીને મળતી

આ કોમના લોકો પોતાના બદનના સનગારમાં ખાસ કરીને કુદરતી બાલના સનગાર માટે બહુજ કાલજીવંત રહેતા હતા. બાલની ઘણીજ સંભાળ લેતાં અને ચોકસ પાલાનું સુગંધી તેલ લગાડતાં જેથી બાલ ઘણા લાંબા વધતા, સ્ત્રીઓ પોતાના માથાના બાળ કદી છુટા રાખતી અથવા તરેહવાર રીતે તેના ચોટલા ગુંઠતી, મરદો પણ બાળ વધાર્યા જતા અને કદીબી કપાવતા નહીં. ચહેરા ઉપર તો તેમને કુદરતી રીતે ઘણાજ આછા અને થોડા બાલ ઉગતા હતા અને તે લાંબા કરવાને તેઓ તેલ લગાડતા નહીં, પણ માથાના બાળ મોટા કરવાની કાલજી રાખતા હતા. તેઓ માથાના બાલને વીતાલી તાલકીની પાછળ અંબોડો બનાવતા. સુલેમાનના બાળ આ મુલકમાં તે રહયો તે દરમ્યાન ઘણા લાંબા થઇ ગયા હતા અને તે વળદાર કરચલા હોવાથી ઘણા ખુશનુમા લાગતા હતા અને તેલ લગાડવાથી માથાના બાલને ઓરબી વધુ જોર મળ્યું. તેબી પોતાના બાલનો અંબોડો વાલવાને શીખ્યો

હતો પણ દાઢી તે બોડતો હતો જે માટે તે અગાઉથી ચેતીને બેસો લાગ્યો હતો જે વીષે આપણે આગળ વાંચી આવ્યા છીયે.

સુલેમાને આ સઘળી વીગતો મેળવી. સુલેમાનનો દોસ્ત સીમપી આશરે ૪૦ વરસનો હતો અને સુલેમાન તરફ ઘણી પ્રીતી દેખાડતો હતો. એક વાર બને દોસ્તો બેસીને વાત કરતા હતા.

સુલેમાન બોલ્યો. "ભાઇ સીમપી તારી સાથે દોસ્તી પડ્યાથી મને ઘણું જાણવાનું બન્યું છે. મને તો એવું લાગે છે કે આપણી મીત્રાચારી જાણે વરસોની હોય અને એકબીજાને વરસોથી ઓલખતા હોઇયે."

સીમપી બોલ્યો. "ખરીજ વાત છે. આપણે એકબીજાને વરસોથી ઓળખ્યે છીયે અને વરસોથી એક બીજા સાથે આપણને સંબંધ છે."

"તે કેમ બને?" સુલેમાન અજબ થઇને હસીને બોલ્યો. આપણા વચે ઓળખાણ તો ફકત થોડાજ દહાડાની થયલી છે."

"ભવ પછી ભવે માણસ જનમ લેવા આવે છે અને આગળા ભવનાં સમાગમમાં આવેલાં માણસ સાથે ફરીને સંબંધમાં આવે છે તે તું જાણે છે કે?" સીમપીએ પુછયું.

"નહીં. હું તે વાત જાણતો નથી અને એવું કાંઇ બનતું હોય એમ હું માનતો બી નથી." સુલેમાને જવાબ દીધો.

"તું માનતો નથી કારણ કે ખરો ભેદ તું જાણતો નથી. અને મોતના ભાલાની અણી' એ કાંઇક આગલા અવતારનો ભેદ

જણાવ્યો છે. તેણે કહ્યું છે તે મુજબ તુંને અને મને ઘણા આગળા જમાનાઓથી સંબંધ છે અને એ પછીના કોઇ જમાનામાં પણ આપણને સંબંધ થશે. પણ એ વાત માંડીવાળ. વખત આવતાં એ બધુ ખુલ્લું થવા પામશે."

સુલેમાન આ વાત સાંભળીને મનમાં હસ્યો અને ક્યારે સઘળો ભરમ ખુલવાનો વખત આવી પુગે તેની તે રાહ જોતો બેઠો. સુલેમાન માટે સરદાર ઇનસપોગા તરફથી હદયો આવ્યો. તેમાં તે લાલ રંગના બાલ સાથના ચામડાં કમરે લપેટવાને સારૂ અને બ્લુ પીલા અને કેરમજી રંગના પીછાંસાથની ટોપીઓ હતી. ભાલા તીરકામઠા વગેરે લડાઇની સામગ્રી સાથની તે ભેટ સોગાંદ હતી. વળી ગલાંમાં પહેડવાને સારૂ બે હાર હતા. તે માહેલા એક સફેદ હીરાનો અને એક માણેક અને લીલમના ભેલનો હતો. હજારોની કીમતના તે હાર હતા એમ સુલેમાન સમજી શકયો.

હવે અઢી મહીના પસાર કરવાના હતા પણ અઢી મહીનામાં એક બીજો અગતનો બનાવ સુલેમાન માટે બન્યો, સીમપીના મકાનમાં તે જયાર ત્યાર જવા લાગ્યો, ઇનસપોગા પણ સુલેમાનને પોતાની આગળ જ્યાર ત્યાર બોલાવતો, ખબર અંતર પુછતો અને દરેક વખત પોતાની ઉપર વીશ્વાસ રાખવાને જણાવતો, પણ સીમપીના ઘરમાં જવાથી સુલેમાનને એક ખેંચાણ થયું હતું. સીમપીની બહેન કુમપાલા તરફ સુલેમાનનું ધ્યાન લાગ્યું હતું. તે છોકરી આખાં ગામમાં અતીશય ખુબસુરત ગણાતી હતી અને તેણીને માટે લગનનાં માંગા આવવા લાગ્યાં હતાં. કુમપાલા સાથે

સુલેમાને લગન કરવાનો વીચાર કરી રાખ્યો અને તક આવતાં સીમપીની મદદથી થોડી ઘણી ખબર જાણી લેવાનો તેણે વીચાર કર્યો, બીજે દીવસે સીમપી સુલેમાનને મલવા આવ્યો. થોડી એક ગામ ગપાટાની વાતો પછી પોતાની અસલ વાતો નીચે પ્રમાણે ચલાવી.

"ત્યારે અહીં એક બાયડીને એકથી વધુ વાર લગન કરવાનો હક મળે છે કે ?"

"હા. એક રંડાયલી સ્ત્રી જો ચાહે તો ફરીને પરણી શકે. પણ ઘણું ખરૂં તો રંડાયલી સ્ત્રીઓ પાછી પરણતી નથી કારણ તેમ કરવું કાંઇક હલકું ગણવામાં આવે છે."

"મને અત્રે આવ્યાને વીશ દહાડા થઇ ગયા છે. હવે હું અહીં ઘણાં તો બીજા બે કે ત્રણ મહીના રહીશ. તો શું તે બે કે ત્રણ મહીનાને માટે કોઇ છોકરી મારી સાથે પરણવા રાજી થશે ? અથવા તો મને પોતાની દીકરી કે બહેન એટલા દીવસને સારૂ લગનમાં આપવાને કોઇ મરદ કબુલ થશે ? મને નહીં લાગતું કે તેમ થાય."

"કાંય નહીં થાય ? અરે ઘેલા, આખા ગામની છોકરીઓ જાણે છે કે તું અત્રે બે કે ત્રણ મહીનાનો પરોણો છે છતાં તારી ધણીઆણી બનવાને તે છોકરીઓ માહેલી દરેક મનમાં આશા બાંધે છે. તારી સાથે લગન કરનારી છોકરી આખાં ગામની માનીતી થઇ પડશે અને પોતાની બહેન અથવા દીકરીને તારી

સાથે પરણાવવાથી પોતાનો દરજ્જો અને મરતબો અતીશય વધેલો દરેક મરદ સમજે છે."

સુલેમાન તે વીના કંઇ બોલ્યો નહીં. બીજે દહાડે તે પોતાના ઘરથી થોડેક દુર નદી ઉપર ગયો. પરોઢીયું થયેલું હતું અને હવા કાંઇક થંડક વાળી હતી. તે ધીમેધીમે ફરતો હતો તેટલાં નદી તરફથી પાણીનો ઘડો લઇને કુમપાલાને આવતી તેણે જોઇ. કુમપાલા નજદીક આવી અને સુલેમાનને જોઇને તેણી હસી.

સુલેમાને કહ્યું, "કુમપાલા, મારે તારી સાથે વાત કરવી છે."

બોલોની શું વાત છે." કુમપાલાએ શરમાઇને પુછ્યું.

"ખાનગી વાત છે. જરા એકાંતમાં આવે તો નચીંતાઇથી બેસીને વાત કરીયે. તુંને હમણા ઉતાવલ તો નથીની!"

"મને ઉતાવલ નથી. આવો, પેલા મોટા પથરની પાછળ બેસીને વાત કરીયે." કુમપાલા એમ બોલીને એક મોટા પથર તરફ ચાલી. સુલેમાન તેણીની પુઠે પુઠે ગયો અને ઘડો ઉતારી એક તરફ મુકી જમીન ઉપર કુમપાલા બેઠી. સુલેમાન તેણીની પડોશમાં બેઠો.

"કુમપાલા, આએ ગામમાં ફકત મારા બે કે ત્રણ મહીના હશે. પછી તો હું અત્રેથી રવાના થઇ જવશ. એ નાની મુદતને માટે કોઇ છોકરી મારી ધણીઆણી થવાને કબુલ કરશે કે?"

" તે તો જે છોકરીને તમો ધણીઆણી કરવા માગતા હોય તેને પુછો. કોઇના દીલની વાત હું કયાંથી જાણું ?" કુમપાલા બોલી.

" ધાર કે જાણે તું ને હું કહું તો તું શું જવાબ દે."

" તમારાં દીલમાં જે ખરૂં હોય તે કહી દેવો એમ તમો ઉડાવનારી વાતો કરોછો તે મને ગમતી નથી. કેઇ સ્ત્રીને તમો પુછનાર છો અને કેઇ સ્ત્રી તરફ તમારૂં દીલ લાગ્યું છે તે ખરૂ ખુલ્લું જણાવો."

" તું નહી સમજી ?"

" હું સમજી–પણ તમારે મંહાડેથી હું બોલાવવા માંગુછું."

" તે એ હું બોલી દઉંછું. તે સ્ત્રી તું પોતે છે."

" તો હું કબુલ કરીશ "

" ફકત બે મહીનાને માટે તું મારી ધણીઆણી થશે ?"

" બે મહીના ! એ તમો શું બોલ્યા ? આગ્એ પહાડ જોવો. હજારો વરસના વરસાદ, ધુમસ, તડકાં અને બીજા કુદરતી ઘસાડાથી એ પહાડનું મથાલું એક બીલસ જેટલુંબી ઘટયું નથી એક લોખંડનો ટુકડો જોવો–હજારો વરસ જમીનમાં રહે, માણુસના હાથમાં આવે, તેની લોખંડની ચીજ બને, સેંકડો વરસ તે વપડાય, ભાંગે ટુતે અને હજારો વરસે ખહી જઇ પાછું ધુળ સાથે ધુળ બનીને મલી જાય. એક લાકડું સેંકડો વરસે ઝાડની

ઉંપરથી મોટા બીમ તરીકે કપાય, ઘરના બાંધકામમાં આવી સેંકડો વરસ હયાતી ભોગવે, પછી બળે અથવા કોહીને રાખ થાય. એમ છે અને કુદરતી સવળાને રાખ થાય. એમ છે અને કુદરતે સંઘળાની ઉમર આવી બનાવી છે ત્યારે શું માણુસનીજ ઉમર ફક્ત સો વરસની અને તેથીબી ઓછી ? નહીં, માણુસની ઉમરના બે હીસાબ છે. જેમ લોખંડનો, લાકડાંનો, અને બીજી કુદરતી જણુસોનો આકાર અને રંગરૂપ બદલાય છે પણ અસલ તો તેજ જણુસ રહે છે તેમ માણુસ અસલ તો તેજ એક આત્મા અને લાગણી કાબુ રહે છે પણ ભવ તે આકાર અને રંગરૂપમાં માત્ર બદલાય છે. ખરાં દીલથી અને ખરી લાગણીથી તું મને ચાહતો હશે સુલેમાન, અને તેવીજ લાગણીબી મારા જીગરમાં પણ હશે તો આપણો સંબંધ કદીબી છુટવાનો નથી. ભવ પછી ભવે આપણે એક બીજા સાથે જોડાયલાં હોઇશુ અને હવે પછી પણ જોડાઇજ રહીશું. અહીંનું આપણું જોડાણ જો ફક્ત બે મહીના કે બે દહાડાનુંબી હશે અથવા બસો વરસનુંબી હશે તોપણ આપણા હજારો વરસના જોડાણનો તે એક નાનો નજીવો ભાગ ગણાશે. માટે સુલેમાન—હું એ બે મહીનાનો ખ્યાલ કદીબી કરવાની નથી અને તે વીચાર મને આવવાનોબી નથી."

કુમપાલાની આ ફીલસુફી સાંભળી સુલેમાન હેરત થયો. એક સુધરેલાં દેશનો મામુલી મરદ જે દુરઅંદેશી નહીં દોડાવી શકે તે આ જંગલી મુલ્કની જંગલી વસ્તી માહેલી અભણ અજ્ઞાન છોકરી દેખાડાવે છે એમ જોઇ તેને અચંબો લાગ્યો.



# પ્રકરણુ ૪ થું.

## જોકુજાનો દાવો.

પોતાની માશુકના વિચારો જાણી-આગલા ભવના ભેદ વીષે। તેણીનું ગ્નાન અને ભવીષના ભરમ માટેની તેણીની દુરઅંદેસી જોઇને સુલેમાન બહુ હેરત થયો.

સુલેમાને સવાલ પુછયોઃ—

"કુમપાલા તારા વીચારો જાણી હું ઘણો હેરત થયો છું. તું આવું બોલતાં કયાંથી શીખી? તુને આ એ બધું કોણે શીખવ્યું?"

"મારા ભાઇ સીમપીના હાથ હેઠલની તાલીમનું આ પરિણામ છે, મારો ભાઇ કહે છે કે હું આગલા ભવમાં ગ્નાનની બાબદમાં ઘણી વધેલી હોવી જોઇયે અને તે ગ્નાન આ ભવમાં વધું ખીલતું જાય છે અને તેથીજ અમારા આ મુલકની કોઇબી છોકરી જે શીખી કે સમજી શકતી નથી તે હું સમજી અને શીખી શકું છું. પણ સુલેમાન આપણે આપણી આગળી વાત ઉપર આવીશું, જો તું મને તારી ધણીઆણી બનાવવાની માંગણી કરશે તો હું તે કબુલ કરીશ અને આએ ભવમાં લાંબો વખત તારી ધણીઆણી થઇ રહેવાનું અગર મારાથી બનશે નહીં તો હવે પાછીના ભવમાં તારી સાથે લાંબો કાળ ગુજારવાની આશા રાખીશ, દુવા ગુજારીશ, મુર્તીના એ આશીરવાદ માંગીશ.

"હુંબી એજ દુવા ગુજારીશ. આવતો ભવ છે કે નહીં તે હું જાણુતોજ નથી અને તેથી એ વીચાર કરવા હું માગતોબી નથી. પણ તારી સાથે બે મહીના ગુજાર્યા પછી તે બે મહીનાના સુખી દહાડાની મોજ મારી ખુશીમાં હું મારી જીંદગી ગુજારીશ અને તે ઉપર સંતોષ પકડીશ. અને તું-કુમપાલ્ના-તું ફરીને પરણુશે કે ?"

"અમારા ગામનો રીવાજ છે કે એક બાયડી વીધવા થાય અથવા તેણીનો ખાવંદ ગુમ થાય તો તેણીની પોતાની મરજી ચાલતી નથી પણ તેણીના વાલી વડીલની મરજી મુજબ તેણીને કરવું પડે છે. રંડાયલી બાયડીના બાબદમાં તેમ નથી. માટે સુલેમાન તારી સાથે પરણેલી જીંદગી ગુજાર્યા પછી હું પણ આવતા ભવની આશામાં રહીશ અને મારૂં તારી સાથનું પવીત્ર જોડાણ બીજી વારના લગનથી અપવીત્ર કરીશ નહીં અને આવતા ભવમાં તારા અને મારા વચ્ચે અંતર પડે એવી કોઇબી ભુલ કરતાં બનતાં સુધી સાવચેતજ રેવશ."

હવે તેઓ છુટાં પડ્યાં.

સીમપી પોતાના ઘરની બહાર બેસીને બીડી પીતો હતો ત્યાં સુલેમાન જઇ લાગ્યો. સીમપી તેને જોઇને હસ્યો અને બોલ્યો:—

"આવ. બેસ સુલેમાન. હમણાજ કુમપાલ્ના પાણી ભરીને પાછી ફરી છે અને તેમની થોડે વારે તું આવી લાગ્યો છે."

"તેથી શું થયું ?"

"મહાન મુર્તીએ આપણુને વીચાર કરવાની અને અક્કલ દોડાવવાની શકતી આપી છે અને તેનો ઉપયોગ આપણે કરી શકીયે છીએ. કુમપાલા આવી તે અગાઉ હું તારે ઘરે ગયો હતો. હું અહીં આવીને બેઠો અને થોડે વારે કુમપાલા આવી. મેં પુછ્યું કે 'કુમપાલા પાણી લાવતાં મોડું કેમ થયું?' તો તે શરમાઈ ગઇ, તેણીનો ચહેરો લાલ થઇ આવ્યો, અને કાંઇ બરબડી ઘરમાં ચાલી ગઇ. તેટલાં તું આવ્યો એટલે શું હોવું જોઇયે તે હું સમજી ગયો."

"ત્યારે સીમપી ભાઇ તું બધુંજ જો સમજ્યો હોય"–"તો હું તારી માંગણી કબુલ રાખું છું. પણ તારી માંગણી જરા અસુરી થઇ છે. એક માંગણી અત્યાર અગાઉની આવી ચુકી છે."

"કોઇ મારો હરીફ નીકળ્યો છે?"

"હા, અને તે બળવાન હરીફ છે. ઓકુઝાને તો તું ઓળખતો હશે. તેં તેને કોઇ વાર જોયો પણ હશે." સીમપી બોલ્યો.

"ઘણી વાર જોયો છે. દોલતમંદ છે અને જોરાવર છે પણ ઉંમરમાં ઘણો મોટો છે. એને શું કુમપાલાના હાથની માંગણી કીધી?"

"હા. એને દશ ગાય અને પંદર બકરાં તથા એ ઘર આપવાની માંગણી કીધી છે. મેં કાલે જવાબ દેવા જણાવ્યું છે. એની ઉંમર ૫૦ વરસની હશે પણ અમારી કોમમાં ઉંમર અને વરસનો ખ્યાલ કરવામાં આવતો નથી. એની બાયડી મરણ

પામી છે માટે બીજી કરવા માંગે છે. હવે તું શું આપશે? તેના કરતાં કાંઇ વધુ આપશે?"

"મારી પાસે છે શું કે આપું" સુલેમાને કહયું.

"આખું ગામ અને ગામના સઘળાં ઘર અને રહેવાશીઓનાં સઘળાં ઢોર તે તારાં છે. તું જેવી ચીજ માંગે તે તુંને મલી શકે. પણ તારી પાસે કશું નથી તો ભલે મારી પાસે તો છે. મારી પાસે જે છે તેમાંથી અગ્યાર ગામ, ૧૬ કબરાં અને ત્રણ ઘર તું લઇ લે અને તેમને આપવાની માંગણી કર. તું વધારે આપે છે માટે કુંમપાલા તુંને મલશે."

"પણ તારી પાસેથી લઇને તુંનેજ તે પાછું આપું તે વાજબી ગણાય કે?"

"જે દહાડે મેં તુને કહયું હતું કે ગમે તો કોઇબી છોકરીને તું તારી ધણીઆણી બનાવી લેજે ત્યારેજ મેં મનમાં ધારી રાખ્યું હતું કે બની શકશે તો હું કુમપાલાની સાથે તારા લગન કરાવી આપીશ. મને કાંઇ જોઇતું નથી; તારૂં શગપણ જોઇએ છે. આગલા જમાનાઓની તવારીખ તું જાણતો નથી માટેજ મારી ગણત્રીનો ભેદ તું સમજી શકતો નથી. પણ હવે વધુ જે વીતનાં તું ઘણું જાણશે માટે બેરાદર તું દીલમાં કાંઇબી વસવસો લાવતો ના. હુ આવતી કાલેજ ગામને જાહેર કરીશ કે આવી બે માંગણી આવી છે; અને મેં સુલેમાનની માંગણી કબુલ રાખી છે."

"પની ઑકુઝા તવંગર છે. તે મારી માંગણી કરતાં વધુ ઢોર આપવાની માંગણી કરશે તો પછી !"

"તેમ બનેજ નહીં, રીવાઝ એવો છે કે એકજ વાર માંગણી થઇ શકે. એમ જો થાય તો છોકરીઓના બાપ અને ભાઇ તવંગર બની જાય. વળી એવી રસમ છે કે ગમે તેટલી માગણી થઇ હોય તોબી સર્વથી વધુ મોટી થયલી એજ માગણી ધ્યાનમાં લઇ શકાય અને બાકીની સઘળી રદ થાય."

આ વાતચીત પછી બીજે દહાડે સવારે ગામની વચ્ચેના મેદાનમાં સીમપીની અરજ ઉપરથી સઘળાં ગામવાસીઓ ભેગાં મલ્યાં. ઇનસપોગા પોતે પણ હાજર થયો હતો અને સઘળાઓ જ્યારે ગુટણ વાળીને જમીન ઉપર બેઠા હતા ત્યારે ઇનસપોગા એક સફેદ બાલનું સામડું પાંથરીને બેઠો હતો. ઑકુઝા પણ હાજર હતો.

ઑકુઝા આ કોમમાં સાધારણ ઉંચાઇનાં ગણાતાં માણસો કરતાં વધુ ઉંચાઇનો હતો અને તેનો ચહેરો કાંઇ કરડો અને સખત જુસ્સાઓ પ્રગટ કરનારો હતો તે તવંગર ગણાતો હતો અને પોતાની તવંગરી ઉપર તે મગરૂર હતો.

ઇનસપોગાની પડોશમાં એક બીજો ઘરડો માણસ બેઠેલો હતો. તેની દાઢી તદ્દન સફેદ થઇ ગયલી હતી અને માથાંનાં બાલ ખડી ગયલા હતા. તેણે માથા ઉપર પીંછની ટોપી પહેડેલી હતી નહીં. તે ઘણોજ વીદવાન અને જ્ઞાની કહેવાતો હતો અને "આગાહી કરનાર"ના નામથી ઓળખાતો હતો. ઇનસપોગાએ સુલેમાનને

પ્રીત ભર્યો આવકાર દીધો અને તેજ પ્રમાણે સીમપીને પણ આવકાર મળ્યો ગામની સ્ત્રીઓ આ મહેફીલમાં હાજર હતાં નહીં. મુહુરત જોઇને સભાનું કામ ચાલુ કરવામાં આવ્યું. આ સભા શું કામ બોલાવવામાં આવી હતી તે સઉ કોઇ જાણતા હતા અને સુલેમાનના લગનની વાત નીકળવાની હતી એમ જાણી આખું ગામ અતીશય ઉલ્લાસમાં આવ્યું હતું.

સીમપાએ પોતાની બહેન માટે આવેલી બે માંગણીઓ વીષે સભામાં સઘળાઓ આગળ જાહેર કરયું અને છેવટે જણાવ્યું. "ઓ, મોતના ભાલાની અણી, તારી રજાથી હું સુલેમાનની માંગણી કબુલ રાખીશ કે જેણે વધુ મતા આપવા માંગી છે અને જે સુલેમાન તારો અને પ્રજાનો પ્યારો છે."

ઇનસપોગા બોલ્યો; "મારી તને રજા છે." તે પછી આગાહી કરનાર તરફ પોતાનું ડોકું ફેરવી ઇનસપોગાએ પુછ્યું; "ઓ માનવંત આગાહી કરનાર તું ભવીષ્યના ભીતરમાં શું જોઇ શકે છે?"

"હમણા તે કહેવાનો વખત નથી આવી પુગ્યો, ઓ કાળી રાતના અજવાળાં-બે મહીના પછી મંદીરમાં તેનો ખુલાસો થશે."

"ત્યારે આ લગન કરવાની ગોઠવણ રચીશું. ઇનસપોગાએ કહ્યું. "પણ આપણા રીવાઝ મુજબ મારે ઝોકુઝાને પુછવું જોઇયે. ઝોકુઝા બહાર આવ-તારે કાંઇ તકરાર લેવી છે કે?"

રીવાઝ મુજબ ઝોકુઝાએ નમન કરયું અને કહયું; "મારે

રીવાઝ માંગણી કરવી છે. જે માલમતા મેં આપવા કહી છે તે અને આ નવા આવેલા ભટકતા મુસાફરે જે મતા આપવાની માગણી કરી છે તે ભેગી કરો, અમોને ભાલાની લડાઇ લડવા દેવો, અને જે જીતે તેને કુમપાલા સ્વાધીન કરો, એ મારી માંગણી છે, ઓ ખાવીંદોના ખાવીંદ.

"પહેલાં તો મારે તુંને જણાવવું જોઇએ ઓ ઝોકુઝા કે આ માણુસને માટે તેં જે બોલ ઓચરયા છે યાને તેને "ભટકતા મુસાફર નામે ઓળખાવ્યો છે તે અપમાન ભરયા છે. તારો એ કસુર થયો છે પણ તે હું તુંને માફ કરૂં છું અને ફરમાવું કે તારે તથા આખી રઇયતે એને 'સરદાર અને પ્રજાના પરોણાં' તરીકે ઓળખવો."

'જેવો તારો હુકમ ઓ ફરમાન આપનારા સરદાર." ઝોકુઝા બોલ્યો પણ તેના ચહેરાપર આવેલા કરોધ અને ધીક્કારની લાગણી પ્રગટી નીકળી હતી અને પોતાના દાંત કકડાવવા લાગ્યો.

"તારો હરીફ કોણ છે! ફરીને બોલ ઓ ઝોકુઝા." ઇનસપોગાએ ઝોકુઝાને ફરમાવ્યું.

"મારો હરીફ સરદાર પ્રજાનો પરોણો છે." તે બોલ્યો, જેમ બોલતાં તે પોતે ઘણોજ હલકો પડતો હોય એવું તેને લાગ્યું.

"સુલેમાન, મારા અને પ્રજાના પ્યારા પરોણા, તારે માટે બે મારગ મોજુદ છે. યાતો ભાલાની લડાઇ ચલાવવી યાતો કુમપાલા ઉપરથી તારો હાથ ઉઠાવી લેવો, ઇનસપોગા બોલ્યો. "હવે તું

બે માંહેલો કયો મારગ પસંદ કરે છે!"

ઇનસપોગાની પડોશમાં બેઠેલા આગાહી કરનારાએ પોતાની ચમકતી જુની આંખો સુલેમાન ઉપર ઠરાવી અને સુલેમાનના જવાબ ઉપર કોઇ ઘણી મોટી અગતની બાબતનો આધાર રહેલો હોય તેવી ચીંતા અને આતુરતાનો છાપ તે ઘરડાના શાંત ખુશનુમાં ચહેરા ઉપર માલમ પડયો.

સુલેમાન શાંતપણે ધીરજથી બોલ્યો: "હું લડવાને તઇયાર છું."

પેલા ઘરડા આગાહી કરનારે નાસીપાસી અને નીસાસાનો દમ જોરમાં ખેંચ્યો અને તે મનસે બરબડયો, "જે અંધકારમાં જાવાની હું આજે વરસો થયાં મહેનત કરૂં છું તે અંધકાર ઉપર ઓરબી વધુ અંધારો પરદો ફરી વળ્યો છે. કોણુ જાણે અંત શું આવશે!"

બધા ઉઠયા અને બને જણાઓને મેદાનખુલું કરી આપ્યું. બંને હરીફો પોતપોતાના ભાલા લઇને એકની સાંગે ચોકસ તફાવતે ઉભા રહયા. દેવ જેવા બાંધાનો, ગંઠાયલાં ગોટલાં અને બાજુનો, ખીલેલી છાતી અને ચળકતી ચામડીનો ઝોકુઝા એક તરફ દમામમાં ભાલો લઇ ઉભો હતો અને તેની સાંમે નાજૂક બદનનો પણ કસરતબાજ કાથીનો ગોરો દુધ જેવો સુલેમાન ઉભેલો હતો. સુલેમાને પણ આ કોમના માણસો જેવો પોષાક સજયો હતો યાને આખું બદન નાંગુ રાખી કમરે ચામડું લપેટેલું હતું. તેનું ગોરૂ બદન અને ઝોકુઝાનું કાળુ બદન એકેકનો ભારે તફાવત દેખાડતાં હતાં.

ઓકુઝા ઉમરે મોટો હતો માટે તેને ભાલો ફેંકવાનો પહેલો હક મળયો. લડાયક હુનરમાં ઓકુઝા ચુંનદો હતો માટે આસપાસ ઉભેલાં સેંકડો માણસોએ સુલેમાનની જીંદગી માટે આશા છોડી અને ઇનસપોગા પણ બેહદ ગમગીન ચહેરાથી ઉભો. પણ આગાહી કરનાર જાણે લડાઇના પરીણામ અગાઉથી જાણીતો થઇ રહેલો હોય તેમ શાંત હતો.

ઇનસપોગાની પડોશમાં ઉભેલા એક અમલદારે નીશાની કરતાંજ ઓકુઝાએ આબાદ નેમ ટાંકી સુલેમાનની છાતીના વચલા ભાગ તરફ ભાલો ફેંકયો. તીરની માફક ઉડીને ભાલો આવ્યો પણ સુલેમાને પોતનું અંગ એક નરમ નેતર હોય તેમ જમની તરફ વાળી દીધું તે ભાલો તેની ડાબી બાજુની અડોઅડમાંથી પસાર થઇ લાંબે છેટે જઇ જમીનમાં પેસી ગયો. આસપાસના ઉભેલાઓએ ખુશાલીના પોકાર કર્યા.

હવે સુલેમાનની ભાલો ફેંકવાની વારી આવી. ફરીને પેલા આગાહી કરનારે સુલેમાન તરફ આતુરતાથી જોયું. અને તેણે ઇંતેજારીથી જોયું તેણે પોતાનું ડોકું સહેજ લાબું કીધું જાણે સુલેમાનને તે કાંઇ કહેવા માંગતો હોય કાંઇ ઇશારો કરવા માંગતો હોય તેમ તેના હોઠ ફડફડયા.

સુલેમાને પોતાનો ભાલો લીધો અને નીશાની થતાંજ તેણે તે ભાલો દૂર ઉંચે હવામાં ફેંકી દીધો જે લાંબે છેટે જઇને પડયો. બનાવ જોઇ બધા હેરત થયા. આજ લગન એવો બનાવ બનયો

હતો નહીં. એક બીજાનો હરીફ તરીકે જીવ લેવો એ તો સાધારણુ બનાવ હતો, સુલેમાન બોલ્યો.

હું એક નિર્દોષ માણસનું લોહી રેડીશ નહીં અથવા રેડવાની કોશેસ નહી. તમારા રીવાજ મુજબ અમલ કરો. મારો ભાલો પણુ છટકી ગયો છે માટે કુમપાલાને બોલાવી તેણીને પસંદગી કરવા કહેવે: અને આ તકરારનો છેવટનો નીવેડો લાવો."

આ દેખાવ જોઇ તથા સુલેમાનનું બોલવું સાંભલી પેલો આગાહી કરનારો બહુજ ગમગીન બની ગયો અને તે પોતાની સફેદ દાઢી ઉપર હાથ ફેરવતાં બરબડયો; "એક બીજી તક ગઇ. હજી અંધારૂં પડતું નથી. પણુ જે લખાયું છે તેજ વંચાશે. એમાં સુલેમાનનો શું કસુર!"

"સાબાશ!" ઇનસપોગાએ કહયું, આવી હીંમત અને ઉદારતાં કોઇબીવાર જોયામાં આવી નથી. સુલેમન તેં દુશમાન તરફ કેવી રીતે ઉદારતા દેખાડવી તેનો ધડો મારી પ્રજાને શીખવ્યો છે."

"નહીં, એ કાળી રાતના અજવાળા." ક્રોકુઆ ખીજવાઇને દાંત કચકચાવીને બોલ્યો: આએ સરદાર અને પ્રજાના પરોણુાને ભાલો ફેંકતાં આવડતો નથી એ કસરતની કળાથી બેનસીબ છે અને તેથીજ ફરેબ કરીને એણે આવી રમત દેખાડી છે."

"જો સરદારની રજા હોય તો હું ભાલો ફેંકવાની મારી કળા દેખાડી આપવાને તઇયારછું." સુલેમાન છાતી કાઢીને બોલ્યો.

"મારી તુંને રજા છે, મારા પરોણુા." સરદારે કહયું.

"ઠીક, એક મોટો બકરો મંગાવો સુલેમાને કહયું.

એક મસ્ત થયલો તોફાની મોટો બકરો બે માણસો દોરડાંએ બાંધીને લાવ્યાં સુલેમાન બોલ્યો: "હવે એ બકરાને તમો અહીંથી છોડજો અને એ દોડશે ત્યારે ઝોકુઝા કહે તે એના બદનનો ભાગ હું ભાલાથી વીંધી નાખશ." એમ કહી ભાલો લઇ સુલેમાન ઉભો.

ઝોકુઝા બોલ્યો:" એનો આગલો જમનો પગ વીંધ."

"બહુ સારૂં."

નીશાની થતાંજ બકરાને છોડવામાં આવ્યો અને તેણે પહેલાં તો પોતાને પકડી રાખનારાઓ ઉપર ટકકર મારી હુમલો કરવાની કોશેશ કીધી અને તે પછી તે પોતાના કોઢાર તરફ ચારે પગે દોડયો. સપાટામાં સુલેમાને નેમ ટાંકી ભાલો તેના હાથમાંથી છુટયો અને બકરાના જમનો પગ સાફ સફાઇથી કપાઇને છુટો પડી ગયો અને બકરો બરાડ મારતો જમીનપર પડયો. આ હુનરમંદીની કળા જોઇ સઉ કોઇ હેરત થયા પણ ઝોકુઝા વધુ ખીજવાયો.

પેલો અગાહી કરનારો મનસે બરબડયો! 'આવી રીતે તું ભાલો ફેંકી શકે છે છોકરા તો શા માટે તેં ઝોકુઝાની છાતી વીંધી નહીં નાખી? પણ મારી સાંમેનું અંધારૂ ખુલ્લું થવાની સરજત નહીં ધરાવતું હશે અને જે લખ્યું હશે તેજ થવાનું હશે તો પછી તું ભાલો ફેંકે શાનો?"

આ પછી તરતજ કુમપાલાને બોલાવવામાં આવી અને તેણીને પોતાની પસંદગી કરવાને જણાવવામાં આવ્યું. અજાયબતાં તેણીએ સુલેમાનના ખભાં ઉપર હાથ મુકયો અને ઝોકુઝા ગામવાસીઓની ઠેકડી અને મશકેરી વચે હડીને બાજુએ જઇ ઉભો.

બીજે દહાડે લગનની ક્રીયા થઇ અને સુલેમાન તથા કુમપાળા ધણી ધણીઆણી તરીકે પોતાની જીંદગી સુખચેનમાં ગુજારવા લાગ્યાં પણ ઝોકુઝા વેર લેવાના ઇરાદા ઉપર આવ્યો. તેણે ઘણીવાર બાજી રચી પણ તે ફાવ્યો નહીં. આખરે તેણે બીજી રીતે વેર લેવાનો ઠરાવ કર્યો.

લગન પછી બે ત્રણ દીવસે સીમપી અને સુલેમાન વાતે બેઠા હતા.

સુલેમાને પુછયું; ભાઇ સીમપી, તમારા આગાહી કરનાર કાંઇ ઝાઝા ગામમાં દેખાતા નથી મેં તો એવણને ફક્ત એકજવાર જોયા."

સીમપી બોલ્યો, "એ આગાહી કરનાર ઘણોજ દાનેસમંદ અને બહુજ બહોળુ જ્ઞાન ધરાવનારો છે. એની શકતી માહાભારત છે અને એની અક્કલનો ભંડાર ભરપુર છે. એ "દરવાજાના પાસબાન" તરીકે પણ ઓળખાય છે. ગામમાં અને વસ્તીમાં એ રેહેતો નથી પણ જંગલમાં એકાંત રહી ખુદરતના ભેદી સાહીત્યનો એ અભ્યાસ કરે છે. જયારે અગત્યનું કામ હોય છે અથવા મોટી સભા મલવાની હોય છે ત્યારે એ ગામમાં આવે

છે. જ્યારે એને અગત્યના કોઇ કામસર ગામમાં બોલાવવાનો હોય છે ત્યારે પેલા લાંબા ઉંચા ટેકરા ઉપર મોટું બળતું કરવામાં આવે છે જે નીશાંનીથી એ ગામમાં આવે છે. જંગલમાં એકલો રહે છે તે કોઇબી માણુસ જાણતું નથી. એ સેંકડો વરસથી થઇ ગયલા આગાહી કરનારાઓની ઓલાદની ઉતરી આવેલો છે જે સઘળા આગાહી કરનારા ઓધેદારો એજ મુજબ જંગલમાં રહેતા અને અભ્યાસ કરતા હતા. એ આગાહી કરનાર પોતાના આગળા વડવાઓની માફક પરણેલો છે અને તેનો એક દીકરો છે—તે દીકરાને એ છુપી તાલીમ આપે છે અને એના પછી તે દીકરો એનો ઓધો લેશે. સેંકડો વરસથી એજ મુજબ ચાલતું આવ્યું છે અને હવે પછી પણ એમજ ચાલતું રહેશે."

## પ્રકરણ ૫ મું.

### શીકારની મોજ-ભેદી મુલાકાત.

હવે બે મહીના પસાર થવાના હતા તે દર-મ્યાન એક ઘણોજ અગત્યનો બનાવ બન્યો સુલેમાનના લગન પછી થોડા દીવસ ગુજરતાં સીમપીએ એક શીકારી ટોળી ગોઠવી. પંદર મરદો અને તેમની થયલી સ્ત્રીઓ આ શીકારી ટોળીમાં જોડાયાં. ઇનસપોગાની

તેઓએ શીકારે જવાની રજા લીધી અને ખોરાકી વગેરે મોટો અસબાબ લઇ દેળાટંબુ સાથે આ ટોળી નીકળી. તેઓ હરણ અને એવાં બીજાં જાનવરોનો શીકાર કરતાં, અને તેમના ચામડાં એકઠાં કરતાં આગળ વધ્યા. મરદો શીકાર કરતા અને તેમના કુટુંબની સ્ત્રીઓ તેમના માટે ખોરાક પકાવતી, પાણી ભરતી અને બીજું સંસારઘરનું કામકાજ કરતી. અલબત આ ટોળીમાં સુલેમાન સાથે તેની ધણીઆણી કુમપાલા પણ આ છાવણીમાં હતી અને તે ધણી ધણીઆણી ખરેખરૂં સુખ ભોગવતાં આજે જોઇને સીમપીને બેહદ આનંદ થતો હતો.

આ કામના માણસો શીકારે જતાં અથવા લાંબી મુસાફરીએ નીકળતાં અથવા તો લડાઇ ઉપર જતા ત્યારે પોતાના ખભે બે કોઠલી લટકાવતા હતા. તે કોઠલીઓ માહેલી એક કોઠલી એક જાતના ચીતારવાળાં ઘાસની વણેલી હતી જેમાં તેઓ સુકાં ફળ, સુકવેલુ આઠેલું માસ વાગેરે ખોરાકની જણસ ભરી લેતાં. બીજી કોઠલી ચામડાંની બનાવવામાં આવતી હતી તેમાં તેઓ પાણી ભરી લેતા હતા. તે કોઠળી નાની મરક (પખાલ) રૂપે બનાવવામાં આવતી હતી. એ બે કોઠલી દરેક માણસે પોતાને ખભે ભેરવી લેતા અને તે પ્રમાણે આ શીકારી ટોલીના સઘળાં માણસોએ હથ્યાર ઉપરાંત કોઠળીઓ ખભે લાઢી લીધી હતી.

આશરે દશ પંદર દહાડા જંગલમાં શીકારની ગમતમાં ગુજારવાનો આ ટોલીનો ઠરાવ હતો અને તેઓ ધીમે ધીમે આગળ

વધતાં પોતાના ગામથી ચાર દીવસના છેટાં ઉપર જઇ પુગ્યાં. આ ઠેકાણે એક ગંજાવર મોટો પહાડ હતો. જાણે સેંકડો ફીટની મોટી ઉંચી, કાળા એકજ સલંગ પથરની માઇલો સુધીની લાંબી દીવાલ ઉભી હોય તેવો તે પહાડ હતો.

આ પાહડ જોઇને સુલેમાને સીમપીને પુછ્યું, "આ પહાડની પેલી તરફ શું છે?"

"એક આબાદ મોટો મુલક વસાયલો છે, જે મુલકના રેહવાશી-ઓ અમારા હડહડતા દુશમન છે. ૧૦૦૦ વરસથી તે દુશમની ચાલતી આવી છે કારણ કે તેઓએ અમારી સરવથી પ્યારી મતા લુટી લીધી છે."

"તે મતા શું છે સીમપી?"

"હવે પછી તે તું જાણશે."

"એ મુલકવાળાઓ સાથે તમોને લડાઇ થાય છે કે?"

"હા. દર બે કે ત્રણ વરસે ખુનખાર લડાઇ ચાલે છે."

"તમો ચહડાઇ લઇ જાઓછો?"

"નહીં. તેઓ ચહડાઇ લાવેછે."

"તે કેવી રીતે? આ પહાડ ઉપરથી ઓલંગીને તેઓ આવે છે!"

"નહીં. તું જોય છે તેમ આ પાહડ આ બાજુએથી સલંગ સીધો પથરની ભીંત જેવો છે જેથી એની ઉપરથી તેઓ આવી

શકેજ નહીં. તેઓ લાંબો ચકરાવો ખાઇને આપણી ઉપર ચઢ-ડાઇ લાવે છે."

"ત્યારે પહાડની પેલી તરફ પણ પહાડની બાજુ આવી છે કે!"

"એમજ છે. ફક્ત ભીંત ઉભી હોય તેવી આકાશી ભીંત છે. જાણે અમોને અને તેમને ખુદરતે મુલકો વહેંચી આપવા માંગ્યા હોય અને તે મુલકોની હદ પોતાને હાથે બાંધી આપવા માંગી હોય તેમ આ દીવાલ ઉભેલી છે. એને મથાળે કોઇ આજ લગન ગયું નથી અને કોઇથી જઇ શકાતું પણ નથી. જો એ દીવાલ નહીં હોય તો આપણા આ મુલક અને આપણા પડોશી દુશમ-નોના મુલક વચ્ચે ભાયગે બે કે અઢી માઇલનું છેટું રહે."

સુલેમાને પુછ્યું; "એ પહાડની પાછળ ઘણી મોટી વસ્તી છે?"

"આપણા ગામડાંઓ માફક એઓનાં પણ ગામડાં છે. આ પહાડની ભીંતની પેલી તરફ ભીંતની લગોલગ એક મોટું મંદીર પહાડમાં કોટરેલું છે અને તેની આસપાસ વસ્તી વસાયલી છે. મુલક ઘણોજ ફળદરૂપ છે અને વળી હીરા, માણેક અને લીલમની ત્યાં ખાણો છે."

"એઓના મંદીરમાં પણ મુર્તી બેસાડેલી છે કે?"

"તે તો જેઓ જોય તે જાણે તું મને એ સવાલ ના પુછ."

આ પછી બીજી વાત ચાલી. બીજી સવારે સુલેમાન સકાલેથી જાગ્યો અને કામઠું તથા તીરોનો ભારો લઇ હાથમાં ભાલો રાખી

જંગલ તરફ ફરવા નીકળી પડયો તે સડસડાટ ચાલ્યો. બે ત્રણ કલાક એમનો એમ જુમમાં ને જુમમાં ચાલતોજ ગયો. કોઇ ભેદી આકર્શણની શકતી તેને ખેંચી જતી હોય, કોઇ અણદીઠ જોર તેને દોરવી જતું હોય તેમ તે ચાલયાજ કીધો. પછી થોભ્યો. છાવણીથી માઇલો સુધી તે નીકળી આવ્યો હતો. એક તરફ તે બેઠો અને મનસે વીચાર કરવા લાગ્યો.

"હું કયાં આવ્યો? અહીં કાંય આવ્યો? જંગલ ભયંકર છે અને હું એખલો છું. પાછો જવાનો રસ્તો મારા ધ્યાનમાં નથી; ભુલો પડશ તો હેરાન થવસ. ભુખે પ્યાસે કદાચ માર્યો જવશ. હવે શું કરૂં?"

માથે હાથ દઇ થોડોવાર તે બેઠો અને પછી ઉઠયો અને કાંઇ મોટે અવાજે બોલ્યો. "પરવર દેગાર, મારી સરજતનો તું મુખ્ત્યાર છે!"

"સર્વ શકતીવાન સાહેબ ઉપર જે ભરૂસો રાખે તેનું કામ શું પાર નહીં પડે?" સુલેમાનની પાછળથી અવાજ આવ્યો અને તેણે ચોંકીને પાછું ફરીને જોયું. તેને બેહદ અજાયબી વચ્ચે "આગાહી કરનાર" ને ત્યાં ઉભેલો દીઠો. તેના શાંત મધુર ચહેરા ઉપર સંતોષ અને ખુશાલીનો છાપ હતો અને માયા દયાની લાગણીનો જીગરમાં ભરેલો ભંડાર ચહેરા ઉપર પ્રગટ થતો હતો.

"તમો અહયાં?" સુલેમાને અજબ થઇ પુછયું.

"હા બેટા. અત્રે દરવાજાના પાસબાન તરીકે હું કામ બજાવું

છું. પણ તારી અત્રેની મારી સાથની મુલાકાત આખેરવાર લંબા-વાની નથી. તું અહીં આવ્યો છે તે ખાસ મારી મરજીથી આવ્યો છે, તારૂં પોતાની મરજીથી આવ્યો નથી. યાદ રાખજે આજની આપણી મુલાકાતનો એક હરફ પણ કોઇને કહેતો ના. જો મહોડેથી એક બોલબી એ બાબે બોલેશે તો સદાનો મુગો થઇ જશે; લખીને એ બાબત કોઇને વંચાશે તો વાંચનાર આંધળો અને તું બને હાથે ઠુંઠો થઇ જશે."

"પણ આપણી આજની અત્રેની મુલાકાતનો ભેદ શું !."

"આજથી લગભગ બે મહીના પછી મંદીરમાં મોટી સભા મલનાર છે અને તે પછી હું તારી મુલાકાત લઇશ અને ત્યાં આજની મુલાકાતનો ભેદ ખુલ્લો કરીશ. તું ઘણો લાંબે ચાલી આવ્યો છે માટે ચાલ મારી સાથે થોડોવાર આસાયશ લે. પછી જજે."

સુલેમાન તેની સાથે ગયો. થોડેક છેટે એક ગંજાવર મોટો પત્થર પડયો હતો. પહાડની રાક્ષસી દીવાલપરથી કોઇ મોટું ચોસલું ગબડીને બહાર પડયું હોય તેવો પત્થર ગબડતો હતો. આ પથર એટલો મોટો હતો કે તેમાં એક નાનકડો ઓરડા જેવો ગુફો કોટરેલો હતો. આ ગુફામાં પેલો આગાહી કરનારો સુલે-માનને લઇ ગયો. ત્યાં ઘાસના તકયા રૂપી ચામડાની ગાદીઓ મુકેલી હતી, જેપર આગાહી કરનારે સુલેમાનને બેસાડયો અને ચાવલ તથા ભુંજેલું ગોસ્ત તથા પાણીનો કુંજો તેની આગળ મુકયો.

જમીખાઇ, બે કલાક આસાયશ લઇ સુલેમાન પાછો તાજો થયો આગાહી કરનારે તેને કહયું. "બેટા ચાલ્યો જા, સીલ સીલાબંધ મહાદેવી માતા મુર્તી તારી રાહબરી કરશે અને તું તારી છાવણીમાં સલામત પુગશે. પણ ફરીને કહુછું, ખબરદાર રહેજે. આપણી આ મુલાકાતનો, એક હરફબી કોઇને જણાવતો ના.

સુલેમાન આગાહી કરનારને રીવાઝ મુજબ નમન કરી તે જગાથી પાછો નીકળયો અને છાવણી તરફ ચાલ્યો.

પેલી તરફ સુલેમાનની બાયડી કુમપાલા ગભરાતમાં પડી. સુલેમાન થોડોવાર એખલો સચારનાં પહોરમાં ફરવા નીકલી પડતો હતો એમ તેણી જાણતી હતી, પણ આટલો લાંબો વખત તે કોઇબી દહાડે ગેરહાજર રહેતો હતો નહીં. પહેલો પહોર પસાર થઇ ગયો અને મધરાત પડી જેથી કુમપાળાને ચીંતાં ઉપજી. તેણી પોતાના ભાઇ સીમપી પાસે ગઇ.

"સીમપી ભાઇ, તેણીએ કહયું" સુલેમાન પરોઢયામાં ફરવા ગયો છે તે હજી પાછો આવ્યો નથી. મને ચીંતા થાય છે.

"બહેન કુમપાલા, જે લખ્યું છે તેજ વંચાશે. તું ડાહી અને સમજુ થઇને આવી ચીંતા કેમ કરે છે? અને આવો સવાલ કેમ પુછે છે! જા ઘરનું કામકાજ કર. નચીંત રહે."

બપોર પડી જવા પછી સુલેમાન પાછો આવી લાગયો. સુલેમાનને સીમપીએ આવકાર દીધો અને મોડું કેમ થયું તે વીષે સીમપીએ એક સવાલ પણ પુછયો નહીં કુમપા

લાએ તેને પુછ્યું. પણ આગાહી કરનારે આપેલી ચેતવણી તેને યાદ હતી માટે તેણે એટલુંજ કહયું કે, "જંગલમાં ફરતાં ભુલો પડયો. એક ઠેકાણે બેસી આસાયશ લીધી, અને મહાન દેવી માતા મુર્તીની રાહબરીથી પાછો સલામત છાવણીમાં આવી લાગ્યો."

કુમપાલા આ જવાબથી કાંઇક શંકાશુલ બની પણ તેણીએ ફરીને કશો સવાલ પુછયો નહીં. થોડાક દીવસ આ પ્રમાણે જંગલમાં શીકારની મોજ ભોગવીને આ ટોળી પાછી ગામમાં આવી.

દીવસો હવે ધીમે ધીમે વહી જવા લાગ્યા બે મહીના વહી ગયા-ભેદ ખુલ્લો થવાનો દીવસ-નવા મહીનાની નવી ચાંદનો દીવસ આવ્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

### મુર્તીની આંખનો હીરો.

ભેદ ખુલ્લો થવાના યાદગાર દીવસની સહવારે ઝોકુઝાને ઇનસાપોગાએ પોતાની નજદીક બોલાવ્યો અને તેને કહયું:

"ઝોકુઝા, આખાં ગામમાં બોલાય છે કે તું આપણી કોમ અને ધરમનું હીત ઝાઝું હઇડે ધરતો નથી. તું તારી નેમ પાર પાડવા આપણી કોમની સરવથી મોતેબર નેમ અને સર્વથી

પ્યારી આશા બરબાદ કરવાને તઇયાર થયો હતો. તને યાદ હશે—જે દહાડે સીમપીની બહેન માટે સુલેમાન સાથે તું લડાઇમાં ઉતર્યો હતો તેની આગલી રાતે તુંને મેં મારી આગળ તેડીને એક સરદાર પોતાની પ્રજાને ફરમાવે તેવી રીતે નહીં પણ એક બાપ પોતાના બેટાને શીખામણ દે તેવી રીતે મેં તને સમજાવયો હતો કે કુમપાલાની માંગણીથી હાથ ઉઠાવવો અને સુલેમાન સામે હરીફાઇમાં ઉતરવું નહીં. સુલેમાન ઉપર આપણી કોમની એક મારી આશાનો મજબુત આધાર રહેલો છે તે તો તું જાણે છે છતાં તેં મારૂં માન્યું નહી, સાંભલ ને આજે આખું ગામ તને ધીકારે છે. બે છોકરીઓને તેં લગન માટે પંસદ કીધી અને તે બને છોકરીઓ તારી સાથે પરણવાના કરતાં જીવ આપવાનું વધારે પંસદ કરી આપઘાત કરીને મરણ પામી અને તેથી વડા નયાયધીસ આગાહી કરનારે તારે માટે હુકમ કહાડયો છે કે તારે લગન માટે પાંચ વરસ સુધી માંગણીઓ મોકલવી નહીં અને પાંચ વરસ પછી વડા ન્યાયધીસની રજા લઇનેજ માંગણી મોકલવી. એ અંજામ તારે માટે આવયો."

"એ બધું હું જાણું છું, શું કહેવા માંગો છો તે હું સમજી શકતો નથી."

"એ બધું કહેવાની મારી મતલબ એમ છે કે તેં જે કાંઇ બોલ્યું છે તેને ફેરવી આપવાની હું તુંને ટક આપવા માગું છુ."

"કેવી રીતે!"

ઇનસપોગાએ તેને પોતાની વધારે નજદીકમાં બોલાવ્યો અને તેની સાથે વાત કીધી. સઘળું સાંભળવા પછી ઓકુઝા થોડોવાર ચુપ ઉભો, તેણે વીચાર કીધો અને પછી તે બોલ્યો; "હું કબુલ છું."

*　　　　*　　　　*

રાત પડી.

મુર્તીના મંદીરમાં હજારો માણુસો ભેગાં મળ્યાં હતાં. આખાં ગામનાં લોકો એકઠાં થયાં હતાં એટલુંજ નહીં પણ આ સરદારને તાબેના સઘળાં પાંત્રીશ ગામના લોકો આવ્યાં હતાં. સાંજથી લોકોની ધમાલ શુરૂ થઇ હતી અને ટોળાંબંધ લોકો સાંજથી મંદીરમાં જવા લાગ્યાં હતાં.

દાગોરી મુર્તીનું મંદીર ગંજાવર હતું.

પહાડના અખંડ સંગીન પથરમાં તે કોટરેલું હતું. પહાડના છેક ભીતર સુધીનું એક મોટું ગંજાવર દીવાનખાનું હતું જેમાં એકી વખતે હજારો માણુસો સમાઇ શકે તેવું તે રાક્ષસી મોટાં કદનું હતું. મંદીરના છેક માહેલા ભાગમાં છેક અંદરના છેડા પર એક ગંજાવર મોટી મુર્તીને બેસાડવામાં આવેલી હતી અને તે મુર્તીની આસપાસ મોટી પીતલની દીવીઓ હતી જે રાત દીવસ રોશન રાખવામાં આવતી હતી કારણકે આ મોટા દીવાનખાનામાં છેક અંદર તદનજ અંધારૂં હતું. સેંકડો માણુસોએ દાહેકાઓ સુધી મહેનત કરીને આ ગુફા કોટરેલો હોવો જોઇયે, એવું જોનારને માલમ પડતું હતું. ગુફાની ઉભરણી જબરદસ્ત

હતી. ૭ સાત માણુસ એકકને માથે ઉભા રહે અને તેમની જે ઉંચાઇ થાય તેટલી તેની ઉંચાઇ હતી અને તેથીજ હવાળી ઘણી સરી આવતી ગુફામાં ચાલુ થયા કરતી હતી જેને સબબે તે સંખ્યાબંધ દાવાઓની બળતી મશાલોનો ધુમાડો ત્યાં ઘેરાઇ રહેતો નહીં.

આ મુર્તી-દાગોરી-અતીશય પવીત્ર ગણાતી હતી અને તે એટલી તો ગંજાવર હતી કે તેનું માથું ઉભરણીના લગભગ અરધા ભાગે જઇ પુગ્યું હતું યાને ત્રણ માણુસોની ઉંચાઇની તે હતી અને બીજા પણુ મુર્તીના ભાગ તેવાજ ગંજાવર પ્રમાણુના મોટા હતા. તે મુરતી પહાડના પથરમાંજ કોટરેલી હતી અને તેના માથા ઉપર સોનાનું તાજ હતું જેમાં જમકતા હીરાઓ જડેલા હતા. આ મુર્તીની બે આંખ હતી પણુ એક આંખમાં ખાડો હતો ત્યારે બીજી આંખમાં એક હીરો જડેલો હતો. હીરો મોટો હતો. એક રૂપ્યાના સીકા કરતાં પણુ તેનું કદ અતીશ્ય મોટું હતું. આ મુર્તીનો ચહેરો એક સાધારણુ માણુસના મોહડાં કરતાં ૭ ગણો મોટો હતો અને તે મોટાં મોહડાંના પ્રમાણુમાંજ આ મોટી આંખ હતી અને તેને કદમાં લાયક થઇ પડે તેવાં જબરાં કદનો તે હીરો હતો. હીરો અતીશય તેજશવી હતો અને તેમાંથી કીરણો ફુટતાં હતાં. કરોડો રૂપ્યાની કીમતનું બલકે બે કીમત તે નંગ હતું. આ મુલકમાં હીરાની પેદાયશ હોય એવું સુલેમાનને માલમ પડ્યુ હતું નહીં માટે તેણે એકવાર જ્યારે હીરા અને માણેક તથા લીલાં પાના માટે સીમપીને

સવાલ કર્યો હતો ત્યારે સીમપીએ જણાવ્યું હતું કે, ' હમણા અમારે ત્યાં હીરા કે માણેક આવતાં નથી. અસલ ઘણા વરસોની વાત ઉપર જ્યારે ચોકસ મુલક સાથે અમોને મહોબત હતી ત્યારે તે મુલકની ખાણોમાંથી અમોને હીરા વગેરે મળતા હતાં પણ હવે ત્યાંથી મળતાં નથી માટે લડાઇ વેળા તે મુલકના માર્યાં ગયલાં માણસોના અંગ ઉપરથી અમો મેળવ્યે છીયે."

મંદીરમાં જ્યારે સુલેમાન દાખલ થયો ત્યારે હજારો લોકોની ઠઠ જોઇ તે ઘભરાઇ ગયો. કીડી માફક લોક ભેગું થયલું અને સઘળા જમીન ઉપર બેઠા હતા મુર્તીની આગળ બે ઇસતાન મુકેલાં હતાં જેમાં એક વધારે ઉંચું હતું અને ઉંચાં ઇસ્તાન ઉપર સીમપી સાથે સુલેમાન આવી પુગ્યો અને ત્યાં ભેગાં મલેલાં લોકોએ તેને જોતાંજ એક જાતનો મોટો પોકાર કર્યો. સીમપીએ સુલેમાનના કાનમાં કહયું: "આએ લોકો તુંને આવકાર દે છે માટે તું સલામ કર."

સુલેમાને તે કોમની રસમ મુંજબ પોતાના બે હાથ પોતાના માથા આગલ ઉંચા કીધા અને ફરીને લોકોએ પોકાર કરી સલામનો જવાબ વાલ્યો. આખાં દીવાનખાનામાં સહેજ અજવાળું પડતું હતું કારણ કે મુર્તીની આગળ મુકવામાં આવેલી સંખ્યા બંધ દીવીઓ સીવાય બીજે કેહેવી રોશની હતી નહી. તે દીવીઓની રોશનીનું અજવાળું આખાં દીવાનખાનાને પુરૂ પડતું હતું.

થોડા વખતમાં ઇનસપોગા પોતાની સાથે ઘરડા આગાહી કરનારને લઇને મંદીરમાં આવી પુગ્યો. આખી મીજલસ, જાણે એક કવાયદ પામેલી અને અગાઉથી અનેકવાર તાલીમ લીધેલી ટોળી હોય તેમ એકજ રીતે સઘલાઓએ ઇનસપોગાને સલામી ભરી અને ઇનસપોગાએ મોટા ખુલેલા બુલંદ અવાજે કહયું, ઉઠો મારાં વ્હાલાં બચ્ચાંઓ."

ઉંચા સફેદ માચડા વાળા સ્તુલ ઉપર ઇનસપોગા બેઠો અને તેની જોડના સ્તુલપર પેલો ઘરડો આગાહી કરનારો બેઠો. ઇનસપોગાએ ઇશારો કરી સીમપીને પોતાની નજદીક બોલાવ્યો અને તેના કાનમાં કાંઇ કહયું જે ઉપરથી સીમપી તરતજ સુલેમાનનો હાથ પકડી તેની ઉપર હાથ મુકીને કહયું: "મારાં બાલકોને બચ્ચાંઓ—આએ તમારો પરોણો છે. એ તમારો માનીતો છે અને મારો પ્યારો છે."

"હવે તારી વાત કહી સંભલાવ ઓ માનવંત આગાહી કરનાર." ઇનસપોગાએ ફરમાવયું અને તે ઉપરથી પેલો આગાહી કરનારો ઉઠયો.

મુર્તીને એક માણસની ઉંચાઇ જેટલાં ઉચ,અને ગંજાવર અખંડ પથરના ઓટલા ઉપર ઉભી કરેલી હતી જે પથરના ઓટલા ઉપર મુર્તીના પગ આગળ આગાહી કરનારો જઇ ઉભો. તેણે મુર્તીને ત્રણ વાર નમન કરયું અને મુર્તીની પુંજા કરતાં તે બોલ્યો.

"ઓ મહાન માતા, ઓ જાવેદાનની હસ્તી ધરાવનારી શકતી,

તું. કે જે આખા ભુટકાલમાં હતી, હાલમાં છે, અને આખા ભવીષમાં રહેશે, તું કે જે સરવ શકતીવાનની પ્રતીનીધી છે. તું કે જે હવાને હીલાવનાર પાણીને ધુજવનાર, વીજળીને ચમકાવનાર અને વરસાવનાર ને તું કે જે માતાની છાતીમાં દુધ અને બાળકના જીગરમાં પ્રીતને પેદા કરનાર છે, તું કે જે સઘળાંની માલેક, સઘળાંની પેદાયશ અને સઘળાંને તારાજ કરનારી છે. તેને હું નમુ છું. આજના અમારાં કામને ફતેહમંદ બનાવવાને અમારાં કામને તારા સારા સગન બખસ."

તદનજ શાંત ચુપકીદી વચે ઉપલા બોલો તે આગાહી કરનાર બુલંદ ગંભીર અવાજે બોલ્યો અને તે બંદ પથરના ગંજાવર ગુફામાં તેનો અવાજ કાંઇ દેહશ દાહશતનાહ ગંભીરતા સાથે ગણુ ગણી રહયો. થોડોવાર ચુપ રહયા પછી તે ધરડાએ આવી મીજલસ તરફ પોતાનું મોહ ફેરવ્યું અને આવી મીજલસ આગળ ભાષણ કરયું:—

## આગાહી કરનારે નીચલું ભાષણ કીધું.

"ઓ પાંત્રીશ ગામડાંઓનાં જુમળાની રઇયત, મોતના ભાલાની અણીના બાળકો, તમોને આજે અત્રે ભેગાં કરવામાં આવયાં છે કારણકે સેંકડો વરસ અગાઉ આપણુને મલેલું એક ગેબી ફરમાન મુજબ અમલ કરવાનો વખત આવી પુગયો છે. સાંભળો-આજથી ૭૦૦ વરસની વાત ઉપર આપણા મુલક ઉપર એક આફત આવી પડી હતી. પડોશના આપણા મુદઇ કાફરો કારવી કોમવાળોઓએ આપણી ઉપર તે વેલા ચહડાઇ

લાવ્યા હતા. ખુંખાર લડાઇ ચાલી હતી અને લોહીની નદી વહી હતી. લડાઇમાં આપણે રોકાયા હતા તે અરસામાં આ મહાન મુર્તીની આંખ માહેલો પવીત્ર હીરો ચોરાઇ ગયો હતો. લડાઇ પુરી થવા પછી આ ચોરી થયલી જણાઇ અને વળી આપણી પડોશના દુશમનોએ આપણને મગરૂરી સાથે પેગામ કેહવાડયો કે તેઓ તે હીરો ચોરી ગયા છે. એક મોટું મંદીર બાંધી તેમાં તેઓએ તે રાખ્યો છે અને તેની તેઓ પુંજા કરે છે. વળી તેઓએ કહેવાડયું કે તેઓ મુર્તીનો બીજો હીરો મેલવવાની દરેક કોશેશ કરશે અને તે માટે જ્યારેબી તક મલશે ત્યારે લડાઇ જગાડશે. તે હીરો મેલવવાની આપણે તે પછી બહુ વરસ સુધી કોશેશ કીધી પણ તેમાં ફાવ્યા નહી. તેમજ બીજી તરફથી પડોશ વાળાઓએ પણ બીજો હીરો જીતી જવાની કોશેશ સેંકડો વાર કીધી છે પણ તેમાં તેઓ આજ લગન ફાવ્યા નથી. " આખરે આશરે ૫૦૦ વરસની વાત ઉપર તે દુશમનો સાથે આપણે કોલકરાર કર્યા. તે કોલકરાર એવા છે કે આપણે જો આપણો હીરો પાછો લઇ આવ્યે, કોઇબી સુરતે લાવ્યે તો ફરીને આપણને તેઓ છેડે નહી અને આપણા હીરા મેલવવાની કોશેશ કરે નહી; તેમજ જો આપણો બાકી રહેલો હીરો તેઓ જીતી જાયે અથવા કેઇબી સુરતે લઇ જાય તો તે બને હીરા પાછા મેલવવાની આપણે ફરીને કદીબી કોશેશ કરવી નહી. આ કોલકરાર થવા પછી દર એ કે ત્રણ વરસે લડાઇ ચાલતી રહી છે અને હીરો મેલવવાની તેઓ તરફથી તેમજ આપણી તરફથી કોશેશ થતી રહી હતી. પણ ગયાં ૪૦૦ વરસ થયાં આપણે સાંમેના મુલક ઉપર ચહડાઇ

લઇ ગયા નથી અને ત્યાંનો હીરો લઇ આવવાની આપણે કોશેશી કીધી નથી. સામે વાળાઓ તે કોશેશ કરતા જાય છે. કારણકે ભવીષમાં ચાલવા તેઓને આંખ નથી અને તેઓ હવે પછી શું બનશે તે જાણતા નથી.

"૪૦૦ વરસની વાતઉપર આ મારી જમાએ એક મહાન પુરૂષ આગાહી કરનાર તરીકે થઇ ગયો હતો. તે ભેદ ભરમ અને ભવીષનો માલેક હતો. તેણે આગાહી કીધી હતી કે ૪૦૦ વરસ વીતાં આ હીરો આપણા પડોશીઓના કબજામાંથી બહાર આવશે અને તે હીરો તેમના કબનતમાંથી બહાર લાવવામાં આપણને એક પરદેશી મદદ કરશે. તેણે કહયું હતું કે 'તે પરદેશીને હાથેજ તે હીરો મંગાવવો જોઇશે. કોઇ બીજા મારફતે મગાવશો તો નુકસાન આપશો અને તમારૂં અને પડોશનું રાજ સદા માટે તારાજ થશે.' તે પરદેશીનો દેખાવ અને રંગરૂપ તે આગાહી કરનારે વર્ણવ્યું હતું એટલુંજ નહીં પણ તેની પછીના ઓલાદ તે પરદેશીને ઓલખવા પામે એવી મતલબે પોતાને હાથે તે પરદેશીના ચહેરાનો ઘાટ ઉતાર્યો હતો. તે ચહેરાનો ઘાટ હું તમારી આગળ ખુલ્લો કરૂં છું અને તપાસી લેવો કે આપણા પ્યારા પરોણાઓના ચહેરાને તે મળતો છે કે નહી."

એમ કહી તે ઘરડાએ મુર્તીના પથ્થર આગળ તે ઉભો હતો તેના ગુટણ આગળના પથર ઉપર પોતાનો હાથ મુકી એક કોઇ છુપી ચાંપ જોરમાં દાબી અને એક નાનું બારણું પોતાના મીજાગરાં ઉપર ઉંઘડી જાય તેમ એક પથરનું ચોસલું ખુલ્લું થવા લાગ્યું અને તે પગના માહેલા ભાગ ઉપર એક પથરનુ

ડોકું કોટરેલું માલમ પડયું. આ પગ આગળ મોટી મશાલ બળતી હતી જેથી તે ડોકાં ઉપર પુરતું અજવાળું પડતું હતું. તે ડોકાંને રંગ ચહડાવેલો હતો અને એવી ઉતમ કારીગીરીથી કોટરકામ અને રંગનું કામ કરેલું હતું કે તે ડોકું જીવતાં માણસનુંજ હોય તેવું લાગતું હતું. આ ડોકું હુબહુ સુલેમાનના ચહેરાનું હતું. સુલેમાનને જમના ગાલ ઉપર એક તલ અને દાવા કાન આગળ એક લાછણ હતું જે પણ આ ડોકાં ઉપર જોવામાં આવતું હતું, આ ડોકું જોઇને લોકો ખુશાલીનો પોકાર ઉઠાવ્યો પણ સુલેમાન તો હેરત થયો.

પેલા ઘરડા આગાહી કરનારે પોતાની વાત આગળ ચલાવી:-

"તે ગયાં ૪૦૦ વરસ દરમ્યાન તે મરહુમ આગાહી કરનારની જગાએ આવનાર ઓધેદાર આ સઘળી વાતોથી માહીતગાર થતો હતો અને આખરે હુ આ માનવંત ઓધા ઉપર આવ્યો અને હું પણ માહીતગાર થયો. ૪૦૦ વરસ વહી ગયાં છે અને આપણો માનીતો પવીત્ર હીરો પાછો મેળવવાનો વખત આવી પુગ્યો છે. આ પરદેશી પરોણો આપણને મદદ કરશે તો આપણે હીરો પાછો-મેળવીશું. એક પરદેશીની મદદથી આપણે હીરો મેળવીશું એવી આગળા ઓલમા આગાહી કરનારે જે આગાહી કીધી છે તે પાર પડવાની દરેક વકી છે કારણ કે આ પરદેશીએ અત્રે આવીને અત્યાર અગાઉની એક રીતે મદદ આપી છે. હવે એ મોતના ભાલાની અણી—કોરઝુ મુલકના ખાત્રંદના ત્રીસ ગામડાંઓની જુમખાના માલેક-અમારી કોમના પીતા, તું આ પરદેશીને તારૂં બોલવું સંભળાવ."

હવે મુર્તીના પગ આગળના ઓટલાપર પેલા આગાહી કરના રની પડોશમાં ઇનસપોગા જઇ ઉભો. તેણે મુર્તીને નમન કરયું, અને મુર્તીના પગ આગલનું ખુલ્લું થયલું પથરના ચોસલા રૂપી બારણું પાછું બંધ કીધું. પછી તેણે કહયું: "એ મારાં બાળકો સાંભળો–આગાહી એવી થઇ છે કે જે પરદેશી આપણુને મદદ આપનાર છે તેણે પોતાની રાજી ખુશીથી આપણું કામ બજાવવું. કોઇની મદદ લેવાની જરૂર નથી. તેની ઉપર જબરદસ્તી કરીને અથવા ફરજ પાડીને આ કામ બજાવી લેવું નહીં. આમ હોવાથી તમો સઘળાએ સમક્ષ હું આપણા પ્યારા પરોણાને સવાલ કરીશ. એ પ્યારા પરોણા સાંભળ–જે આગાહી થઇ હતી તે મુજબ હમણાં જે સુધીમાં થયું છે. ૪૦૦ વરસ વીતતાં તું અમોને મલ્યો છે! જે હુનરમંદીનું ડોકું તેં હમણા જોયું છે તે હુબહુ તારૂંજ છે એવી તારી ખાત્રી થઇ છે! અને વળી અમોને મદદ કરવાની કુંચી તેં શોધી કહાડી છે. હવે બોલ, તું અમોને મદદ કરવાને તારી રાજીખુશીથી તઇયાર થશે! જો તારી પોતાની મરજી હોય તોજ આ કામ તું બજાવે, અગર તારી મરજી નહી હશે તો અમો તને સહી સલામત તારે વતન પાછો પુગાડી દઇશું. અમારૂં કામ તું બજાવશે તો તારીમરજી પડશે તો અમારા વચ્ચે એક મોટા મોભાદાર માણસ તરીકે તારી જીંદગી ગુજારી શકશે યાતો તું ચાહે ત્યાં જઇ શકશે કે જે તારી ધારણાના મઠકે અમો તુંને સલામત પુગાડીશું. ખ્યાલકર–વીચારકર–અનેજવાબ દે. અમારી આગળ આગ અહીંઆ આવી ઉભો રહે અને આખી મહેરીહીલ સાંભલે તેમ જવાબ દે."

સુલેમાન એટલાપર હડયો અને વીચાર કરવાને થોભ્યો નહી. તે એકદમ બોલ્યો: એ મોતના ભાલાની અણી. હું "આ કામ બજાવવાને રાજીછું, ખુશી છું અને આતુર છું. મારી પોતાની ખુશી છેકે આ! કામ હુ બજાવું."

બેહદ ખુશીના અને હરખના પોકારોથીઆખું દીહાનખા ગાજી રહયું. આ ખુશાલીના ઉભરામાં કેટલાક ઘરડાઓ રડી પડયા અને કેટલાક જવાનયાઓ ઉભા થઇને કુદકા માર્યા આખરે ઇનસાપોગાએ પોતાનો હાથ ઉંચો કર્યો અને તરતજ શાંતી થઇ ગઇ, ચુપ કીદી ફેલાઇ ગઇ, ને પછી ઇનસાપોગાએ પેલા આગાહી કરનારને પુછયું:—"આગાહી કરનાર, તું ભવીષમાં હવે જોઇ શકે છે?"

"આપણા દુશમનોનાં મંદારમાંથી હીરો બહાર નીકલતો અને પરદેશી પરોણાના હાથમાં આવતો હું જોવું છું." તે આગાહી કરનાર આંખો બંધ કરી બોલ્યો: "તે પછી એક આડી દીવાલ ઉભેલી જણાય છે અને દીવાળની પછવાડે મને દેખાતું નથી. તે દીવાલ તારાજ થશે, અને તે પછીજ ભવીષનો વધુ ભાગ જોઇ શકાશે. તેટલા માટે એટલું તો ખાંત્રીથી કહુ છું કે દુશમનોના મંદીરમાંથી આ હીરો બહાર લાવવાને આપણો પ્યારો પરોણો ફતેહમંદ થશેજ."

ફરીને ખુશાલીના પોકારો થયા.

"તારૂં મુહરત શું છે ઓ આગાહી કરનારા?" ઇનસપોગાએ પુછયું.

"આવતી પુનમની રાતે." તેણે જવાબ દીધો: "અજબ જેવો સંજોગ છે. દર પુનમની રાતે આપણા દુશમનો તહેવાર પાળે છે અને તે તેહવાર પાલવા કાજે ખાઇ પીને છાકતા બને છે. આપણા તેમજ તેઓના રીવાઝ મુજબ કોઇબી દુશમન ઉપર પુનમના રાતે હુમલો લઇ જઈ શકાતો નથી. આપણા દુશમનો તે જાણે છે અને પુનમની રાતે એકાએક હુમલો કદીબી આવવાનો નથીજ એમ જાણીને તેઓ, લગભગ આખાં ગામના સઘળાં મરદો અને સ્ત્રીઓ ખાઇપીઇને છાકટ હાલતમાં આવે છે. આપણે પુનમની રાતે હુમલો લઇ જતા નથી પણ હીરો ગુપચુપ પચાવી લાવીશું અને ૫૦૦ વરસ પર થયળા કોલ કરાર મુજબ કોઇબી સુરતે હીરો મેલવવાનો આપણને હક છે. પુનમની રાતનુ મુહરત છે માટે તે દહાડે ઓ પરોણા તને આ કામ બજાવવું જોઇશે. કયાંથી જવું અને કેમ કામ પાર ઉતારવું તે હું બધુ તને બરાબર રીતે સમજાવવાને હું તારે ઘરે આજે રાતે આવીશ. તારી પાસબાનીમાં એક ટુકડી રહેશે. અમારા સઘળાના તને આશીશ છે."

આશીશ માટે ફરીને ગંજાવર પોકારો થયા અને તે પછી આ મીજલસ બરખાસ્ત થઇ.

## પ્રકરણ ૭ મું.

### ૪૦૦ વરસની તવારીખનો બીજો ભાગ.

સુલેમાન પોતાને ઘરે પાછો આવ્યો અને મંદીરમાં બનેલા

કારમીજી મુલક છોડીને કેઠે બીજે ઠેકાણે જઇ વસેલાં કહેવાય છે. આ હીરો સુલેમાન તું લઇ આવી શકશે. આજે ગોઝાં અજવાળાંમાં ભવીષના ભીતરમાં હું જોઇ શકું છું ને ઉપરથી મને તરેહવાર ચીંતા ઉપજે છે તે ભવીષ ખુલ્લાં અજવાળાંમાં ખુલ્લું દેખી શકાતું નથી પણ જે થતું દેખાય છે તેથી કાંઇક એવો શક મને ઉપજે છે કે અસલ હીરો ચોરનારની ઓલાદનો કોઇ માણુસ કદાચ તારાં આએ કામમાં ખલલ નાંખવા માંગશે પણ આખરે હીરો તો તુંજ તારી પાસે રાખી શકશે અને એક વાર ફરીને તે હીરો મુર્તીની આંખમાં બેસાડવાને અમો ભાગ્યશાલી બનીશું. પણ હીરો કયારે બેસાડી શકીશું તેજ મને જણાતું નથી. કોઇબી રીતે એટલું તો નકીજ છે કે એ હીરો તું મંદીરમાથી બહાર લાવી શકશે.

"જ્યારે હીરો ચોરાયો છે ત્યારથી યાને ૭૦૦ વરસથી એકજ નેમ આગાહી કરનાર ઓધેદારોએ રાખી છે. જમાનાઓ વહી ગયા છે, સદીઓ પસાર થઇ છે અને ૧૨ આગાહી કરનારાઓ આ માનવંત ઓધા ઉપર આવી ગયા છે. તે ૧૨ ઓધેદારોએ પોતાનો અભ્યાસ ચાલુ અને ચાલુજ રાખ્યો, ભવીષ સમજવાને માટે વધુ અને વધુ મેળવવાની કોશેશ કીધી. અને હીરો પાછો મેળવવાનીજ તેઓએ ધારણા રાખી.

"શીકારે તમારી ટોળી ગઇ હતી. તે ટોળી ગોઠવવાની સીમપીને મારા તરફથી બસારત થઇ હતી. સીમપીનું તારી સાથનું સગપણ જમાનાઓથી ચાલતું આવ્યું છે અને હવે પછી જમાનાઓ

સુધી ચાલતું રહેશે. મેં તુંને જંગળમાં બોલાવ્યો હતો અને મારે તારી મુલાકાત લેવી હતી તેનું કારણ હવે તુંને કહું. આ હીરો પાછો ઉઠાવી લાવવાને સારૂ છુપા માર્ગથી અને ભેદી. રસ્તાથી પસાર થવાનું છે. તે રસ્તો જંગલમાં મારો જ્યાં ગુફે આવેલો છે તે તરફથી નીકળે છે. પુનમને દહાડે હું તુંને તે રસ્તો દેખાડીશ. તારી સાથે એક પાસબાન લડાયક ટુકડી પુનમના બે ત્રણ દહાડા અગાઉ અત્રેથી નીકળશે અને જંગળમાં જ્યાં તમોએ શીકાર માટેની છેલ્લી છાવણી નાંખી હતી ત્યાં તમો જઇ પુગશો. ત્યાંથી તું એખલો ચાલતો મારા ગુફા તરફ આવજે અને હું તુંને છુપો માર્ગ દેખાડીશ. તારી સાથે પાસાબાન ટુકડી રહેશે તેની સરદારી તારો આગળો હરીફ ઝોકુઝાને આપવામાં આવશે."

"ઝોકુઝાને? તે તો મારો દુશમન છે?" સુલેમાન શંકાશીલ થઇને બોલ્યો મારી તે પાસબાની કરશે?"

"એ તારો દુશમન હોય કે દોસ્ત હોય પણ એને પોતાના ધર્મ તરફ અને માતાદેવી તરફની ફરજ બજાવવાની છે અને તે ખ્યાલ આગળ સઘળા પોતાના મનના બીજા વીચારો એને પડતા મુકવાના છે. વળી તે હવે શરમીંદો થયલો કહેવાય છે અને તારી તરફની એની વરતણુકથી આખો મુલક એની તરફ નારાજ થયલો હોવાથી એ તારી સેવા બજાવી લોકોને પાછાં મનાવી લેવા અને તારી નોકરી કરીને તુંને પોતાની ઉપર ખુશ કરવાની નેમ ધરાવે છે. મારે બેટા તું એનાથી ડરતો ના. પણ

મેં મંદીરમાં કહયું છે તે મુજબ નજદીકનુંજ ભવીષ હું જોઇ શકું છું ! આગળ એક ભીંત આડી પડેલી છે જેથી વધુ દુર મારાથી જોઇ શકાતું નથી.

"હવે કારમીજી મુલકના મંદીરની વાત સાંભળ. તુંને હું માર્ગ દેખાડીશ તે વાટે તે મંદીરના પાછલા ભાગમાં દાખળ થશે. ત્યાં મુર્તી બેશાડેલી નથી પણ એક મોટા પથરના ચોસલા ઉપર સોના અને હાથી દાંતનો બનાવેલો એક દાબડો મુકેલો છે જે દાબડા અંદર અમારો હીરો છે. આ દાબડા અને હીરાની તે કારમીજી કોમ પુંજા કરે છે અને તેમને તેઓ માને છે. આ દાબડા સુધી તું ઘણી આસાનીથી જઇ શકશે અને તે ઉઘાડી તેમાંથી હીરો કહાડી લાવી શકશે.

"હું 'દરવાજાનો પાસબાન' ગણાવું છુ. ૪૦૦ વરસની વાટ ઉપર જે ઓલમા આગાહી કરનાર થઇ ગયો હતો તેણે જંગલમાં હમારા ગુફામાં વસવાટ કર્યો હતો અને તેણે કારમીજી મુલકના મંદીરમાં જવાનો માર્ગ પહેલાં શોધી કહાડયો હતો. જે સલંગ લાંબી અને સંગીન પહાડની ભીંત તેં જોઇ હતી તેની છેક નીચે એક જગાએ એક ગુફા તે પો ગુફા છે. પહાડના ભીતરમાંથી પસાર થઇ કારમીજી મુલકનાં મંદીરમાં જઇ પુગે છે. આ દરવાજાની તે પવીત્ર ઓલમાએ પાસબાની કીધી. તે જો ચાહતે તો તે હીરો ઉપાડી લાવવાની કોશેશ કરતે પણ તેને તો એવી બસારત મળી હતી કે ૪૦૦ વરસ પછીજ આ હીરો બહાર કહાડી શકાશે અને તુંજ કહાડી શકશે. માટે ખોટી ભુલ ભરેલી હીલચાલથી આ હીરો ઉંચકી

લાવવાની નાદાની તે ઓલમાએ કીધી નહીં અને તેણે પોતાની છુપા માર્ગની બાતમી તુને આપવા માટે તારી આ આવા પુગવાની રાહ જોવાનું તેણે દુરસ્ત ધાર્યું. અને તે ઓલાદમાં આ છુપા મારગનો ભેદ આજ લગન છુપાઇજ રહયો. ૪૦૦ વરસ પછી આજે મેં તે ખુલ્લા કર્યો છે.

"હવે વધારે કહેવાનું મારે માટે બાકી રહયું નથી. પુનમ આવતાં હજી પંદર દીવસની વાર છે. પુનમના ચાર દહાડા આગાઉ તમો અત્રેથી રવાના થજો અને જયાં સીમપીની છેલ્લી છાવણી પડી હતી ત્યાં સુધી તમો આવજો. અલબતાં સીમપી પણ તમારી સાથે આવશે. તે જગાએ આવવા પછી તું માત્ર એખલો મારા ગુફા તરફ આવવાને પુનમને દહાડે સાંજ પડવા અગાઉ નીકળજે. હું તારી રાહબરી કરશ અને તારી મુસાફરી પર મહાન માતા દેવી દેખરેખ રાખશે."

"તે હીરો મારે લાવીની શું કરવું!" સુલેમાને પુછયું,

"કમનસીબીની વાત છે કે તે હીરો તું ઉંચકી લાવે તે પછી શું કરવું તેનીજ કશીબી આગાહી થઇ નથી અને થતી નથી. તું હીરો લાવશે તે પછી શું થશે તે ભેદ જાણવાને મેં ગયા ત્રીશ વરસ થયાં કોશેશ કીધી છે પણ તે જણાતું નથી." આગાહી કરનાર ચીંતાતુર બનીને બોલ્યો; "આગળ જોવાની હું કોશેશ કરૂં છું તો એક કાળી ભીંત ઉભેલી જણાય છે. એ ભીંત જો દુતે તો આગળ જોવાનું બને માટે હાલ તરત કાંઇબી હું કહી શકતો નથી. તું હીરો લઇને સલામત આવી પુગસે

અને પછી આગળ કેમ કામ લેવું તેનો આપણે વીચાર કરીશું. તું હીગો બહાર લાવશે તે પછી શું થશે તેં જો થોડું ઘણુંબી હું જાણી શકતે તો અગાઉથી તેને માટેની ગોઠવણ રચી મુકતે. પણ કશુ જ જણાતું નથી અને આ કામ ઘણું જોખમનું છે માટેજ આપણી સલામતી જલવાય એવી મતલબે એક ટુકડી સાથે રાખવાનો વીચાર કીધો છે. મને એમ લાગ્યું છે કે તુ જો લગન નહી કરતે અથવા જો તું કોઇ તારા હરીફને ઠાર કરતે તો ભવીષને માટે નચીંત રહેવાનું કારણ મલતે. પણ તું પરણી ચુકયો છે અને તારા કોઇ હરીફને તેં આજ લગન ઠાર કર્યો નથી માટે ભવીષને માંટે સાવચેતી રાખવાની જરૂર છે. જ્યારે કુમપાલાના હાથની તારી માંગણી વાળી ખટપટ જાગી હતી ત્યારે બનેલા બનાવો માટે મને જે ચીંતા ઉપજી હતી તે ચીંતાનુ આ કારણ છે હમણા તો મેં તુને જેજે કહયું છે તે ધ્યાનમાં રાખજે અને સાવચેત રહેજે. તુંને ઝોકુઝા ઉપર કદાચ વીસ્વાસ નહી આવતો હશે પણ મોતના ભાલાની અણીને પુરતો વીસ્વાસ બેઠો છે અને વળી તારી સાથે સીમપી પણ રહેશે જે એક સલામતીની જામીનગીરી છે."

"તમારાં દરેક ફરમાન મુજબ હું અમલ કરીશ, ઓ પવીત્ર આગાહી કરનાર." સુલેમાને કહયું.

આ પછી આગાહી કરનારો રવાના થયો અને તે પછી થોડે-વારે ઝોકુઝા પોતે સુલેમાનની મુલાકાતે આવ્યો. ઝોકુઝાને મુલાકાતે આવેલો જોઇ સુલેમાન ઘણોજ અજબ થયો. પણ

મુલાકાતે ઘર સુધી આવેલાં માણુસને આવકાર દેવો જોઇયે એવું માનીને સુલેમાને તેને આવકાર દીધો અને બેસાડયો. કુમપાલા બીજા ઓરડામાં હતી જેણે ઝોકુઝાને દીઠો અને તેણી તેજ ઓરડામાં બેસી રહી તે મુલાકાતનો બનાવ છુપાઇને જોવા લાગી અને સઘળું સાંભળવા લાગી.

સુલેમાને કહયું, "ભલે આયો ભાઇ ઝોકુઝા, બેસ."

"તુંને ખાસ મળવા આવ્યો છું એ સરદાર અને પ્રજાના પરોણા. મેં તારી કદર બરાબર બુજી નહીં અને તારી મારી તરફની ઉદારતા અને રહેમદીલી માટે મને પહેલા બરાબર ખ્યાલ આવ્યો નહીં જે માટે તારી માફી માંગવા અને તેવી તારી વરતણુક માટે તારો આભાર માનવાને હું આવ્યો છું."

અરે ભલા આદમી શું કામ તસ્દી લીધી ! મારાં મનમાં કાંઇ નથી. હોય કોઇ વાર કાંઇક બનાવ બની જાય, પણ ભુલી જવું જોઇયે, હું ભુલી ગયો છું અને તું પણ ભુલી જા."

"તારી મહેરબાની. પુનમની ચાર દહાડા અગાઉ આપણને અત્રેથી નીકળવાનુ છે અને હું તારી ખીદમતમાં હાજર થનાર છું. જે નાદાની મેં તારી સાથે કીધી છે તેનો બદલો તારી સેવા ચાકરી કરીને હું વાલી આપવા માગુંછું. મારી સેવા કબુલ રાખજે."

"મારે તે કબુલ છે. તારે માટે મને જે કાંઇ થોડોક શક અને વસવસો હતો તે આ તારી મુલાકાત અને વાતથી તદનજ દુર થાય છે. તારા જેવાં માણુસની મેં મીત્રાચારી મેળવી છે

એમ જાણી હું મને પોતાને મુબારકબાદી આપું છું. આપણે દોસ્ત છીયે."

"અલબતાં હું હમણાંજ મોતના ભાળાની અણી પાસે ગયો હતો અને મારા ગુનાહો અને પાપની તોજેશ કરવા થોડા દહાડા તદનજ એકાંતમાં રહેવાની મેં તેની પરવાનગી માંગી હતી. તેણે તે માંગણી કબુલ રાખી છે. હું આજથી દશ દહાડા એકાતમાં રહીશ; અગયારમે દહાદે તારી ખીદમતમાં હાજર થઇશ અને તે અગ્યારમે દહાડે આપણે અત્રેથી જંગલ તરફ રવાના થઇશું."

ઝોકુઝાએ ખુલાસો કર્યો.

"જેવી તારી મરજી." સુલેમાન બોલ્યો.

ઝોકુઝા તે પછી રવાના થયો અને સુલેમાને કુમપાલાને પોતાની આગળ બોલાવી. તેણે ઝોકુઝાની મુલાકાત વીષે તેણીને સઘળું કહયું.

"સઘળી વાત મેં પોતેબી સાંભલી છે." કુમપાલાએ ખુલ્લો જવાબ દીધો; "તું કામ ફતેહ કરી આવે એવી મારી રાત દીસની દુવા છે."

ઝોકુઝાનો ચહેરો જોઇને તથા તેની સઘળી વાત સાંભલીને કુમપાલાને શક ઉપજ્યો. પણ તેણીએ તે વીષે કશુંબી પોતાના ખાવંદને કહયું નહી તેમજ પોતાના ભાઇ આગળ પણ તેણીએ તે વીષે કશો ઇશારો કર્યો નહી. તોપણ પોતાના મનમાં તેણી એક ગોઠવણ રચી મુકી અને તે ઉપર અમલ કરવાને તેણીએ ઠરાવ રાખ્યો.

પેલી તરફ ઝોકુઝા પોતાના બે ચાર દોસ્તોને મળી આવ્યો, જે દોસ્તો માહેલો એક દોસ્ત સીમપીનો પણ દોસ્ત હતો અને સીમપી સાથે થયલી પેલી યાદગાર શીકારી ટોળીમાં તે પણ જઇ આવેલો હતો. તે દોસ્ત સાથે ઝોકુઝાએ હેત પ્રીતથી ઘણો લાંબો વખત સુધી વાત કીધી અને શીકાર વાળી બાબત છેડી તે વીષે પુછવા લાગ્યો. પેલા દોસ્તે તે શીકારની મોજ અને ગમતની વીગતો રસ લઇ લઇને આપી અને સીમપીની છાવણી છેલ્લાં કઇ જગ્યા પર નાંખવામાં આવી હતી તે પણ તેનાથી ઝોકુઝાએ જાણી લીધું. આ પછી ઝોકુઝા પોતાને મકાને ગયો અને જંગલમાં જઇ એકાંતમા રહી તોજેશ અને તોબાહ કરવા સારૂં, થોડીક ખોરાકીની જણસ પોતાની સાથે બાંધી લઇ તે ઘરથી આશરે મધ રાતે શુમારે બહાર પડયો અને જંગળ તરફ ચાલ્યો.



# પ્રકરણુ ૮ મું.

## હીરો ગુમ.

પુનમને ચાર દહાડા બાકી હતા, એક મોટી ટોળી હથયારબંધ થયલી અને ખોરાક પાણીની કોથળીઓ ખાંધે લાઢીને ગામમાંથી બહાર નીકળી જેને મોખરે ત્રણ જણા ચાલતા હતા. તે ત્રણમાં વચમાં સુલેમાન ચાલતો હતો અને તેના જમના હાથ ઉપર સીમપી અને ડાબા હાથ ઉપર ઝોકુઝા હતો, સુલેમાને લાલ બાલનું ચામડું લપેટેલું હતુ અને પીલાં લાંબા પીછની ટોપી પહેડેલી હતી જયારે સીમપી અને ઝોકુંઝાએ કાલા બાલના ચામડાં લપેટેલાં હતાં અને કાળાં પીછાંની ટોપી પહેડેલી હતી; સુલેમાન ખુશાળીથી હરતો હતો અને સીમપી શાંત દમામ સાથે ચાલતો હતો પણ ઝોકુઝા કાંતો ઘણો થાકી ગયો હોય યાતો હેજગારી અથવા ઘણી રાતોનો ઉજાગરો હોય તેવો સુસત અને ઉલટ ઉમેદ વગરનો જણાતો હતો. જે જોઇ સઉ કોઇ એમજ ધારતા હતા કે પોતાના કામ અને નામોશીની અસરથી તેની લાગણી આવી મંદ થઇ ગઇ હશે. આ ત્રણ જણની પાછળ ભાલા અને તીર કામઠાંથી હથ્યારબંધ થયલી ટુકડી હતી. દેખાવ અતીશય દમામદાર લાગતો હતો અને આખું ગામ આ સ્વારી ને જોવાને ભેગું મળ્યું હતું. પુરૂષો, સ્ત્રીઓ અને બાળકો એકઠાં થયાં હતાં અને તેઓ આ ટોળીને આશીરવાદ દેતાં હતાં. ગામની પાદરે જનસંજોગા પોતાના દર-

બારીઓ અને હજુરીયાઓ સાથે ઉભો હતો જેની આગળ આવી ટોળીએ નમન કર્યું અને તેના આશીશ મેળવી આ ટોળી જંગલ તરફ કુચ કરી ગઇ.

તેઓ ઝડપમાં કુચ કરતા અને આસાયશ લેતા આગલ વધ્યા અને પુનમની આગળી સાંજે સીમપીની શીકારી ટોળીની છેલ્લી જગાએ આવી પુગ્યા. આ ઠેકાણે તેઓએ પડાવ કર્યો અને રાત આસાયશમાં ગુજારી. સવાર પડી. તે પુનમનો દીવસ હતો.

મધયાન થવા અગાઉ સુલેમાન હથ્યારબંધ થઇને આગાહી કરનારના ગુફા તરફ જવાને નીકળયો તે અગાઉ તો ઝોકુઝા પોતે આસપાસ ફરી કોઇ હરણનો શીકાર કરી લાવવાને છાવણીમાંથી રવાના થયો હતો. ઝોકુઝાના આવી રીતે રવાના થવાની વાતથી સીમપી પોતે બેખબર હતો.

સુલેમાન ચાલ્યો અને સડસડાટ અગાઉનીજ માફક કાંઇ ભેદી આકરાણથી તે આગળ વધયો. તેનાથી થોડેક દુર તેને ખબર નહીં પડે એવી રીતે ભરાઇ છુપાઇને ઝોકુઝા ચાલતો હતો. સુલેમાન ચાલતો આગાહી કરનારના ગુફા આગળ આવી લાગ્યો. જયાં આગાહી કરનારે તેને હરખભર્યો આવકાર દીધો અને કહયું:

"ભલે આવયો, પરોણા તું ઘણો સકાલેથી આવયો છે. આપણને એક દોઢ કલાક થોભવું પડશે માટે બેસ અને આસાયશ લે."

ઝોકુઝા દુર છુપાઇને સઘળું જોતો હતો પણ સુલેમાન તથા આગાહી કરનાર વચે થતી વાતચીત તે સાંભળી શકતો હતો નહી.

આ વેળા ખુદ કારમીજી મુલકના મંદીરમાં શું થતું હતું તે આપણે જોઇ લઇશું કારણ કે ત્યાં આપણને હવે નજર દોડાવાની છે.

પુનમની રાતે આ મુલકમાં હંમેશાં લોકો ખાઇ પી ખુબ મોજ કરતાં હતાં અને લગભગ સઘળાં ગામડાંના લોકો લગભગ છાકટાં થઇ જતાં હતાં. આગળ જણાવ્યું છે તે મુજબ પુનમની રાતે કોઇબી મુલકવાળાએ એકાએક હુમલો લાવવો નહી એવો કાયદો હતો અને તેથીજ આ લોક પુનમની રાતનો આવો ઉપયોગ કરી લાભ લેતાં હતાં.

પણ આ પુનમની સાંજે કારમીજી મુલકના મંદીર આગલ જુદોજ રંગ જોવામાં આવતો હતો. છાકટા થયલા નહી, એટલુંજ નહી પણ દારૂ હોઠને લગાડયોબી નહી હોય તેવા બસો હથ્યારબંધ માણસો મંદીરના દરવાજા આગળ ભેગા મળયા હતા. તે મુલકનો સરદાર તેઓ સાંમે ઉભો હતો અને સઘળા ઓના ચહેરાપર ક્રૂધ અને આતુરતાના ચીન્હો જણાતાં હતાં. તે મુલકના માણસો પણ કોર-ઝુલુ મુલકના માણસો જેવાંજ બહાદુર, મજબુત અને ઉંચી કાઠીના અને લડાયક હતા.

પેલો સરદાર બોલ્યો "સાંભળો મારાં બચ્ચાંઓ; બાળકો આજે તમોને મુશ્કેલી ભરયું કામ બજાવવાનું છે."

તે બસો માણસોના વડાએ જવાબ દીધો, "ઓ 'હીરાના પોહરેગીર' અમો કોઇબી કામ બજાવવાને તઇયાર છીયે. અમારા પ્યારા હીરાને કાજ અમારો જાન આપવાને ખુશી છીયે."

"આપણને મળેલી છુપી ખબર મુજબ આપણો પવીત્ર

માનવંત હીરો ચોરી જવાની આજે રાતે કોશેશ થનાર છે. તમો જાણો છો; હું જાણું છું અને આખી રઇયત જાણે છે કે આ મંદીરમાં દાખલ થવાનો માર્ગ ફક્ત આ દરવાજાથીજ છે. જો ચોર દાખલ થશે તો આ દરવાજાથીજ થશે. માટે તમો બસો માણુસો આ દરવાજા આગળ ઉભા રહેજો અને તમારા માહેલો એકબી માણુસ જીવતો રહે તયાં સુધી ચોર સાંએ લડજો. છુપી બાતમી આપનારના જણાવવા મુજબ તે ચોર નાનાં કદનો અને ધોળા ચુના જેવી ચામડીનો માણુસ છે. તે માણુસને અથવા બીજો કોઇબી માણુસ આપણી રઇયતનો માણુસ અથવા પારકો પરદેશી કોઇ બીજા મુલકનો માણુસ મંદીરમાં દાખલ થવાની કોશેશ કરે તેને બેલાશક ઠાર કરજો. આખી રાત હુશીયારીમાં રહેજો. છોકરાઓ—આજની મોજમજાહ અને ઉંઘ હરામ સમજજો."

"તારા બોલેબોલ મુજબ અમો તાબેદારી સાથે અમલ કરીશું, ઓ હીરાના પાહરેગીર." ટુકડીના વડાએ કહયું.

આખાં ગામમાં ખલભલાન મચી રહેલો હતો. આખું ગામ તલપલી રહયું. દરેકે દરેક માણુસ, જવાન અને ઘરડો તીરકામઠાં અને ભાલા લઇ ગામમાં ફરવા લાગ્યા. આસપાસના ગામડાંઓમાંથી હજારો હથ્યારબંધ થઇને આવી પુગ્યા અને આ મંદીરવાળાં ગામડાંની આસપાસ તેઓ તે ગામડાંની અને મંદીરની પાસબાની કરવાને ફરી વળ્યાં.

નાનાં બાળકો સીવાય સઘળાઓએ આખી રાતનું જાગરણ

કર્યું. ઓીઓ પણ સાવધ અને સાવચેત રહી અને રાત દરમ્યાન મોટો જાણુવાજોગ બનાવ બનશે એમ સઘળાઓ ધારતા હતા. તે મુલકના સરદાર પોતે આખી રાત સઘળે ઠેકાણે ફરતોજ રહયો અને તેણે જોયુ કે હીરો ચોરાઇ જતો અટકાવવાને તે જેટલો આતુર હતો તેટલોજ ત્યાં ભેગાં થયલાં હજારો માણુસો માહેલો દરેક માણુસ આતુર હતો.

રાત ધીમે ધીમે પસાર થઇ. પુનમનો ચાંદ ઉગ્યો, માથે આવ્યો અને અસ્ત પામ્યો. આખી રાત પસાર થઇ પણ કશો જાણુવાજોગ બનાવ તો બન્યોજ નહીં. પરોઢીયાંમાં મંદીરના દરવાજા આગળ સઘળાઓને તે મુલકના સરદારે ભેગા કરયા અને એક ઉંચી જગાએ ઉભો રહીને બોલ્યો:—

"સાંભળો મારાં બચ્ચાંઓ, બાળકો, ગઇ આખી રાત આપણે ઘણી થોડી મહેનતની પણ મોટી ચીંતા અને આતુરતા સાથની પસાર કીધી છે. ચોરી કરનાર માણુસ આવ્યો નથી, કદાચ આપણી સઘળી તઇયારીઓ જોઇને તે ડરી ગયો હશે અને દુરથીજ પાછો નાશી ગયો હશે. આપણુને બાતમી આપનારે જણુવ્યું હતું કે હંમેશાં આપણે જે માર્ગથી આપણા દુશમન ફ્રાર—ગુલુ ઉપર હુમલા લઇ જઇએ છીએ તે માર્ગથી આ ચોર આવનાર હતો નહીં પણ કોઇ બીજા મારગથી આવનાર હતો પણ આપણે સાવચેતી રાખી સઘળા માર્ગે જે આપણી લડાયક ટુકડી આઠ દહાડા ઉપર રવાના થઇ હતી તે જે ખબર લાવશે તે ઉપરથી આપણા આ મુલક તરફ આવ-

વાના બીજા કોઇ મારગની બાતમી આપણુને મળી શકશે. તે ટોળીને ખાસ ગેલા ચોરની પાછળ આપણે રવાના કીધી છે એવી મતલબે કે અત્રે આવવાનો નવો રસ્તો તે ટોળીના માણુસો જોઇ શકે અને આપણુને તેની ખબર આપી શકે અને વળી તે ચોરને પકડી શકે અથવા ઠાર કરી શકે તે આપણી ટોળી બે ત્રણુ દહાડામાં આવી પુગશે અને કદાચ તે ચોરને જીવતો પકડીને અથવા તેની લાશ ઉંચકીને અત્રે લાવતાજ હશે. પણુ જે કાંઇ થયું છે તેને માટે આપણુને દલગીર થવાનું કારણુ નથી. હવે આપણે મંદીરમાં જઇશું અને પવીત્ર હીરો તેના દાબડામાંથી કહાડી તેનાં હું તમોને દરશણુ આપીશ અને તમોને તે મહાન પ્રતાપી હીરાની પુજા કરી તમારી ઉમેદો ચાહવાની તક આપીશ.'

હજારો લોકોએ ખુશાલીના પોકાર કરયા અને પેલો સરદાર પોતાની ઉંચી જગાએથી ઉતરી મંદીરમાં દાખલ થયો. આ મંદીર પહાડની પથરની ભીંતમાં કોટરેલું હતું અને તે મંદીરનો ગુફા ઘણો નાનો હતો ભાગયે પચીશ-ત્રીશ માણુસ તેમાં એકી વખતે સંકડાઇ દબાઇ ચંપાઇને ઉભાં રહે તેટલો તે ગુફો નાનો હતો, આ મંદીરમાં કોઇબી માણુસ કોઇબીવાર દાખલ થતો નહી; ફ્કત મુલકના સરદારને એખલાનેજ તેમાં દાખલ થવાનો હક અને સતા હતી. તેજ ફ્કત મંદીરમાં દાખલ થઇ, દાબડામાંથી હીરો કહાડી તેના દરશણુ લોકોને આપી શકતો હતો. ગુફો નાનો હોવાને સબબે માંહે ઠીક રીતે અજવાળું પડતું હતું અને બહાર ઉભેલાં માણુસો માહેલો ભાગ ખુલ્લો જોઇ

શકતાં હતાં. વળી આ મંદીરની જમીન બહારની જમીનથી એક માણુસની અરધી ઉંચાઇ જેટલી ઉંચી હતી જેથી હજારો માણુસો માંહેલા દરેક માણુસ તે મંદીરના અંદરના ભાગમાં જોઇ શકતા હતા, આ મંદીરના દરવાજા ઉપર હમેશાં રાત દીવસ હથ્યારબંધ લડાયક સીપાહોનો પાહરો રહેતો અને તે પાહરેગીરી કરવાને આખાં ગામનો દરેક માણુસ પોતાની વારી આવતાં રીવાઝ અને રસમથી બંધાયલો હતો.

પેલો સરદાર મંદીરના દરવાજા આગળ ગયો અને બોલ્યો: "ઓ આકાશી જલકાત, ઓ રોશનીના સાહેબ, ઓ નુરી ગેબી બખશેશ. તારી ખીદમતમાં આ નાચીજ માણસ દાખલ થાય છે માટે તેના ઉપર રહેમ કરવાની મહેરબાની ફરમાવ."

એમ બોલી ત્રણ વાર નમન કરી તે મંદીરના ઓટલાપર ચહડયો અને માહે જઇ એક ગંજાવર મોટાં પથરનાં ચોસલાં ઉપર મુકેલો દાબડો પોતાના બે હાથે અતીશય સંભાળ અને માન સાથે ઉંચકયો અને મંદીરના છેક દરવાજા આગળ, હજારો માણુસો જોઇ શકે તેમ આવીને ઉભો. તે દાબડો સરદારના હાથમાં જોઇ તે હજારો માણુસોએ ખુશાલીના અવાજ કહાડયા એ અવાજ કેટલોક વખત સુધી ગાજી રહયો.

સરદારે હાથ ઉંચો કર્યો અને સઘળાઓ ચુપ થઇ ગયા. એવી તો શાંત ચુપકીદી ફેલાઇ કે ત્યાં હજારો માણુસો ભેગાં હતાં એવો ખયાલ વટીક આવી શકે નહી. તે સરદાર બોલ્યો—

" મારાં બચ્ચાંઓ, કારમીજીના બેટાઓ, પવીત્ર હીરાના પુજારીઓ, તમોને સુખ સંપજ દોલત અને અનધાન દોર

દેનારને જોયો અને તમારી યકીનદારીની પુજાથી એને ખુશ કરો."

એમ બોલી સરદારે તે હાબડો ઉઘાડયો પણ ઉઘાડી માહે જોતાંજ તે ચીશ પાડી બેહોશ થઇ જમીનપર પડયો કારણ કે તે પવીત્ર હીરો ગુમ થયો હતો.

---

## પ્રકરણ ૯ મું.

### દુશ્મનની ટોળી.

સુલેમાનના બાબમાં પુનમની રાત કેમ પસાર થઇ તે આપણે જોઇશું. ગુફામાં તે આસાયશ લેતો હતો. થોડોવાર આસાયશ લેવા પછી આગાહી કરનારે તેને જમાડયો અને પછી કહયું, "આવ મારી સાથે"

તેઓ ગુફામાંથી નીકળયા અને આગળ વધ્યા. ઝોકુઝા છુપાઇ ભરાઇ તેમની પુઠેજ રહયો હતો. બે કલાક સુધી તેઓ ચાલ્યા, ઘણા ઉતાવળે ચાલ્યા અને આવી ઉતાવળે જડપમાં આ ઘરડા માણસને ચાલતાં જોઇ સુલેમાન ઘણો અજબ થયો. તે જંગલમાં રસ્તા જેવું હતું નહીં. ટેકડાઓ અને પહાડના ટુકડાઓ વચ્ચેનો મારગ લેવાનો હતો. પહાડની ભીંતની લગો-લગ તેઓ આવી પુગ્યા જે વેળા સાંજ પડી હતી અને માત્ર જજકલું રહયું હતું, તે પહાડના છેક પગ આગળ એક જગાએ ઝાડી ઉગેલી હતી અને ત્યાં પાણીનો નાનો ઝરો હતો.

આ જગાએ આવી પુગતાં આગાહી કરનાર બોલ્યો. "જો, બેટા સુલેમાન, આ ઝરાની જોડમાં સંભાળથી નજર કર. અહીં તુંને એક નાનો ગુફા દેખાશે. જો ધ્યાનથી જો–તુંને માલમ પડશે."

"હા, પીતાજી, દેખાય છે."

"એ ગુફામાં તું દાખલ થા. થોડે જતાં ભીંતમાં પડેલી એક નાની ફાટમાં એક બળતી મસાલ ખોસી મુકેલી છે, તે તારે માટે મેં તઇયાર રાખી છે, તે મશાલ લઇને આગળ વધજે. ગુફા બંધ અને બંધ્યાર છે અને જમીન બહુજ ખરબચડી અને નઠારી છે. ગુફા કેટલેક ઠેકાણે ઘણો સાંકડો છે અને કેટલેક ઠેકાણે ઉંચાઇમાં ઘણો થોડો છે, સંભાળીને એ ભુગડામાંથી પસાર થા. લગભગ અઢી ત્રણ કલાક તુંને ચાલવુ પડશે. ભુગડાને છેક છેડે જતાં નીચે ઉતરવાની સીડીડી જણાશે જે સીડીડી માણસના હાથે નહીં પણ ખુદરતના હાથે કોટરાયલી છે યાને ફકત પહાડના પથ્થરની બહાર નીકળી આવેલી અનેક ટાંચ નીચે ઉતરવાના પગઠયાં તરીકે પુરી પાડવામાં આવી છે. આ સીડીડી આગળ આવતા ત્યાં પહાડની ભીતની કોઇ ફાટમાં મશાલ ખોસી મુકજે અને નીચે ઉતરજે. છેક નીચે ઉતરતાં જમીન આવી હોય તેવી પથ્થરની ઓટલી આવશે અને ત્યાંથા આગળ વધવાનો તારો માર્ગ બંધ થશે. તે પથ્થરની ઓટલા ઉપર હાથ ફેરવીને તપાસજે. તે પથ્થરની ઓટલી તદનજ લીસી અને સુંવાળી છે, તેની ઉપર હાથ ફેરવી જોતાં જમીનમાંથી

એક પથ્થરની ટોચ બહાર ફુટી આવેલી હોય તેવું તને જણશે. તે ટોચ પકડીને ખેંચજે અને એક નાનું બાકું ખુલ્લું થશે. તે પથ્થરની ટોંચ એક બુચ અથવા દાટાનું કામ બજાવે છે. આપણા દુશ્મનોના મંદીરની સીલીંગ ઉપર તે ઓટલી આવેલી છે અને તે ટોંચવાળો બુચ કહાડવાથી દુશ્મનોના મંદીરના માહેલા ભાગમાં જોઇ સકાય છે. તે બુચ તું ખેંચી કહાડશે ત્યારે તારો હાથ પસાર થાય તેટલુ એક નાનું સુરાખ તને માલમ પડશે જે સુરાખમાંથી તું તારો હાથ પસાર કરજે. તારા હાથને એક નાનો દાબડો લાગશે જે તું ઉંઘાડજે અને દાબડામાં મુકેલો હીરો ઉંચકી લેજે. દાબડો પાછો બંધ કરજે તે સુરાખમાં પથ્થરનો બુચ પાછો દાબી દેજે અને પાછો ચાલી આવજે. હું અહીંથી પાછો મારા ગુફામાં જાઉંછું અને તારૂં કામ ફતેહમંદ ઉતારી તું મને ત્યાં આવી મળજે. તું હીમત રાખજે, લે આએ નાની કોઠલી," એક ઘણીજ નાની અને અતીશય નાજુક નરમ ચામડાંની કોઠલી સુલેમાનના હાથમાં આપતાં આગાહી કરનારે કહયું, "એમાં તે પવીત્ર હીરો મુકી દેજે અને સંભાળથી જાળવી રાખજે. તારા બાલ ઘણા મોટા વધ્યા છે અને તારા બાલનો અમોરો ઘણો ભરાવદાર છે. એ અમોરામાં હીરા સાથની કોઠલી છુપાવી રાખજે. બેટા, તું હીમતથી અને ધીરજથી કામ ઉપર વળગજે, હું તારી સલામતી માટે બંદગી કરશ. જા ફતેહ કરી આવ મહાન મુર્તી તને મદદ કરશે; મારા તુંને આર્શીવાદ છે."

"પણ માનવંત આગાહી કરનાર આ તરફનો માર્ગ ઘણોજ

બીકર છે. રસ્તા જેવું કે પગે પડેલી ગદેર જેવું તો કશું છેજ નહીં. આ રસ્તો મારા ધ્યાનમાં તદનજ રહ્યો નથી તો હું પાછો તમારી આગળ કેમ આવી શકીશ ?"

"બેટા. તું તારૂં કામ બજાવીને આએ ભુગદાના મુખ આગળ પાછો આવી લાગશે ત્યારે મારી શકતીથી હું તને મારા ગુફા આગળ તેડી શકીશ જા—ચીંતા કરો ના. એટલું તો ખાત્રીથી માનજે કે ગમે તે થશે પણ તારો બાલ વાંકો થવાનો નથી અને તુંને સહેજબી નુકસાન પુગવાનું નથી. મારા તુને આશીરવાદ છે."

સુલેમાન ગુટણપર પડયો અને આગાહી કરનારનો હાથ પોતાના હાથમાં લઇ તેની ઉપર તેણે ચુમી લીધી. આગાહી કરનારે સુલેમાનના માથાનાં ખુબસુરત ગુગરવાળા વાળ ઉપર પોતાનો હાથ મુકી આશીશ દીધા; સુલેમાન પેલા ભયનાક ભુગડામાં દાખલ થયો અને પેલો આગાહી કરનારો પીરમરદ પોતાના ગુફા તરફ ચાલતો થયો, આ વેળા અંધારૂં થઇ ગયું હતું.

ઝોકુઝા આ સઘળું જોતો ઉભો હતો. આગાહી કરનાર અને સુલેમાન વચ્ચે થયલી ઉપલી વાતચીત તે સાંભળી શકયો નહીં પણ તે એટલું તો સમજી શકયો કે કોઇ છુપાં ભોયરાંના મારગથી સુલેમાન દાખલ થયો હતો, થોડોવાર થોભી તે પણ ગુફામાં દાખલ થયો પણ તે આ ભુગડામાં દાખલ થાય તે અગાઉ તો સુલેમાન ભુગડામાં આગળ વધી ગયો

હતો અને પેલી મશાલ લઇ વાંક અને વલાણુ પસાર કરી ચાલ્યો ગયો હતો. ઝોકુઆ ભુગડામાં દાખલ થયો પણ થોડેક જતાંજ તે અટક્યો. વાંક અને વલાણુને સબબે બે ચાર વખત તે અઠડાયો અને તેને ઇજા થઇ અને વળી જમીન ઘણીજ ખાડાવાળી હોવાથી ત્રણવાર ઠોકર ખાઇ તે ઝુખાયો. આમ થવાથી તે તરતજ પાછો બહાર આવ્યો અને સુલેમાનની બહાર આવવાની રાહ જોતો તે બહારજ ઉભો.

પેલી તરફ આગાહી કરનારો પોતાના ગુફામાં જઇ બેઠો અને મધરાત સુધી તેણે બંદગી કીધી. તે પછી બંદગીથી ફારેગ થઇ આસમાન તરફ જોઇ વખતનો ક્યાસ કરી તે ચીંતાથી બરબડ્યો.

"સીમપી હજી કેમ નહીં આવ્યો! મેં તેને ખાસ બોલાવ્યો હતો અને મધરાત થવા અગાઉ આખી ટુકડીને લઇ અત્રે આવી પુગવાની મેં તેને સખત તાકીદ કીધી હતી. પણ તે આવ્યો નથી. એનું કારણ શું! મારા હુકમને નાફરમાન તો એ કદીબી થાય નહીં! કાંઇબી ધાસ્તીભરેલો બનાવ બનેલો હોવો જોઇયે. મારે જઇને તપાસ કરવી જોઇયે. સુલેમાન સવાર સુધીમાં પાછો ફરવાનો નથી અને પાછો ફરશે ત્યારે મારી શકતીથી હું એને કેહેબી બોલાવી શકીશ."

એટલું વીચારી આ ઘરડો આગાહી કરનારો સીમપીની છાવણી તરફ ચાલતો થયો.

પણ આગાહી કરનારના ફરમાવવા મુજબ પોતાની આખી

ટુકડીને લઇને સીમપી આગાહી કરનારના ગુફા તરફ જઇ નહીં પુગ્યો તેનું કારણ શું ? તે આપણે પહેલાં તપાસગે.

સાંજ પડવા આવી ત્યારે સીમપીએ આગાહી કરનારના ગુફા તરફ જવાને માટે પોતાના સઘળાં માણસોને ચેતવણી આપવા માંડી અને ત્યારેજ તેને ખબર પડી કે ઝોકુઝા છાવણીમાં હતો નહીં. તેને વધુ જણાવ્યું કે સુલેમાન આગાહી કરનારના ગુફા તરફ જવાને નીકળ્યો હતો તેની અગાઉનો ઝોકુઝા કેડે ગયો હતો અને હજી પાછો ફર્યો હતો નહીં. સીમપીને ચીંતા પેદા થઇ અને શક ઉપજ્યો.

તરતજ સીમપીએ પોતાના ચાર વીશ્વાસુ માણસોને પોતાની નજદીક બોલાવ્યા અને તેમને છુપેથી જઇ આસપાસના ભાગોમાં ઝોકુઝા માટે તલાશ અને તપાસ કરવા કહ્યું તથા કાંઇબી નવુ અથવા અસાધારણ જણાય તો તરતજ આવીને તે વીષેની ખબર પોતાને પુગાડવી એવું તેમને ફરમાવ્યું.

પોતાની આખી ટુકડીને લડાયક હથ્યાર સજી તદનજ તઇયાર થઇ રહેવાનો હુકમ સીમપીએ આપ્યો અને પોતાના જાસુસો અને બાતમીદારોના પાછું ફરવાની રાહ જોતો તે ચીંતાતુર થઇ આતુરતા સાથે થોભ્યો. વખત વહેતો ગયો.

સાંજ પડી. ઝઝકલું પસાર થઇ ગયું અને પુનમનો ચાંદ ઉગ્યો અને તેજ વેળા એક જાસુસ ફગલાયલા ચહેરા અને ઘભરાયલાં દીલ સાથે સીમપી આગળ આવી ઉભો. તેનો દેખાવ જોઇનેજ સીમપી ચેતી ગયો કે આ જાસુસ કાંઇ અગતની

પણ ધાસ્તી ઉપજાવનારી ખબર તેને માટે લાવેલો હોવો જોઇયે.

"શું ખબર લાવ્યો છે, ઓ જાસુસ, જલદી બોલ." સીમપીએ પુછ્યું.

"મોતના ભાલાની અણીના ઓ માનીતા, ખબર ઘણી ભડકાવનારી છે." તે જાસુસે હાંફતાં હાંફતાં જવાબ દીધો; તે દોડતો આવેલો જણાતો હતો અને તેથી તેને હાંફ ચહડી હતી. તેણે કહ્યું: "અહીંથી થોડેક દુર એક મોટી ટુકડી છાવણી કરી પડેલી છે. હું ઝાડીઓમાં છુપાઇ સંતાઇ તેમની નજદીક ગયો, તેઓ સઘળા હથ્યારબંધ થઇ તઇયાર બેઠા છે અને મેં જોયું કે તેઓ આપણા દુશ્મન મુલક કારમજીના રહેવાશીઓ છે. ટોળી મોટી છે અને બધા માણસો લડાયક છે."

સીમપીએ કહ્યું, "અફસોસ છે! કાંઇ દગો થયલો લાગે છે. આ ટોળીને અત્રે આવવાનું કારણ શું? એમને અત્રે આવવાની રાહબરી કોણે કીધી? આપણી આ ગોઠવણની ખબર તેમને કેમ પડી! હું તે વીચારી શકું છું પણ ખાત્રીથી માની શકતો નથી. અહા! બધી બનેલી બાજી બગડી જાય છે. અફસોસ છે!

પછી તેણે પોતાની આખી ટોળીના સઘળાં માણસોને એકઠાં કીધાં અને તેમની આગળ તેણે બુલંદ અવાજે નીચે મુજબ કહી સંભળાવ્યું:-

"મોતના ભાલાની અણીના બાળકો, કાર-ઝુલુ મુલકના બેટાઓ સાંભળો:-આપણી સામે દગો રમાયલો છે. આપણા માહેલા કોઇ માણસે બેવફાઇથી આપણી છુપી ગોઠવણ આપણા દુશ્મનોને

અગાઉથી પુગાડેલી માલુમ પડે છે. વળી તમારી ટોળીનો વડો ઓકુઝા ગુમ થયો છે. ચાંદરાત પછી દશ દહાડા તે જંગલમાં એકાંતમાં પસ્તાવો કરવા અને તોબાહ તથા તાજેશ કરી દેવી માતા મુર્તીની માફી માંગી લેવાને ગયો હતો એમ કહેવાયું હતું પણ હવે આપણુને શક ઉપજવાને કારણ મળે છે કે તેમ તે એકાંતમા રહયો હશે નહીં પણ તેણે તે દશ દીવસ આપણા દુશ્મનોને ખબર પુગાડવાનાં કામમાં રોકાઇને ગુજાર્યા હશે. તોપણ આપણે કઇ ખાત્રીથી કહી શકતા નથી અને તેથીજ આપણે કોઇ બી રીતે ઓકુઝાને હાલ તરત બદનામ કરીશું નહીં અથવા અપરાધી ઠરાવી શકીશું નહીં.

"આપણુને હાલમાં જે કરવાનું છે તેજ કરીશું, ઓ મોતના ભાલાની અણીના બાળકો; મને અગાહી કરનારનું ફરમાન છે કે મધરાત થવા પછી આવતી કાલનો પહેલો પહોર થવા અગાઉ તેના ગુફા આગળ આખી ટુકડી સાથે જઇ પુગવું. એમ હોયાને સબબે આપણુને તે તરફ જવું જોઇતું હતું પણ હું મારી મુનસફી વાપરી તેમ કરવા માંગતો નથી અને અત્રેજ આપણે રસ્તો ઘેરી રાખીશું અને આગાહી કરનારનું અને સુલેમાનનુ અત્રેથીજ રક્ષણ કરીશું. દુશ્મનોની મોટી ટુકડી થોડેક છેટે પડેલી છે. આપણે અહીં છીયે અને એક તરફ તે દુશ્મનોની છાવણી છે અને બીજી તરફ આગાહી કરનારનો ગુફો છે એમ હોવાથી અને બંનેની વચ્ચે આપણે આ વેળા હોવાથી આપણે તે દુશ્મનોને અટકાવીશું અને જો તેઓ આગાહી કરનારાઓના ગુફા તરફ જવાની કોશેશ કરશે તો તેમની સાથે લડીશું. મોટેથી

બોલતા ના ધીમો અવાજ કહાડજો; આપણો સણુ સારો પણુ બહાર નહીં જનો જોઇયે. મારી આ ગોઠવણુ તમોને જો પસંદ પડતી હોય તો તે પસંદગી દેખાડવા તમારા ભાલા ઉંચકીને જવાબ દેવો અને પસંદ પડતી નહીં હોય તો તમો ભાલા ઉંચકતા ના."

દરેક જણે પોતાનો ભાલો ઉંચો ઉંચકયો.

સીમપી ફરીને બોલ્યો, "આપણે આજે રાતે સાવચેત રહીશું અને જાગરણુ તો કરવાનું હતુંજ પણુ સાથે લડાઇ ચલાવવાને તઇયાર રહીશું. કદાચ આપણી ઉપર સામી તરફના જાસુસો ભમતા રહ્યા હશે પણુ તેમ આપણા જાસુસો પણુ તેઓ ઉપર નજર રાખતા રહેશે. જો તે ટોળી આપણી નજર ચુકાવી ચકરાવા ખાઇ આગાહી કરનારના ગુફા તરફ જવાની કોશેશ કરશે તો તરતજ આપણા જાસુસથી આપણુને ખબર મળશે અને આપણે તેમને રોકીશું.

"કોર—ઝુલુ મુલકના બેટાઓ, આજની પુનમની રાત છે અને એ રાતે નહીં આપણાથી તે ટોળી ઉપર હુમલો લઇ જઇ શકે કે નહીં તેઓ આપણી ઉપર હુમલો લાવી શકશે. પણુ જેઓએ આવી વરતણુંક ચલાવી છે તેઓ કદાચ રીવાઝ અને રસમનો રવઇયો તોડેબી, કદાચ દગો કરેબી, અને અચાનક હુમલો લાવેબી. હમણુા આપણે ચાહીએ તો તેઓ ઉપર હુમલો લઇ જઇ શકયે પણુ આપણે આપણા રીવાઝ તરફ બેવફા થઇશું નહીં અને કોલ તોડી કોલનો ભંગ કરવા જેવું

નીચપણું દેખાડીશું નહીં. આપણે હાલ જવાન છીયે, બહાદુર છીયે અને આબરૂદાર છીયે, આપણા કોલ ઉપર મુશતાક અને બોલ ઉપર સુખી છીયે. બહાદુર રહી સાચા રહી દગાથી મરવાનું પસંદ કરીશું પણ હીચકારા બની જુઠા ઠરી જીતી જવાનું ધીકારી કહાડીશું. કહો મને ફરીને તમારા ભાલાના ઇશારાથી શું જવાબ છે. મારી આ તકરાર તમારી પસંદગી મેલવે છે કે નહી!" સીમપીએ જોરદાર અવાજે પુછ્યું.

એક તડાકામાં સઘળા ભાલા ઉંચા થયા અને તેના મોટાં ચલકતાં પાણીદાર પાણાં ઉગતા ચંદરની રોશનીમાં ચલકવા લાગ્યાં.

"હવે એક ત્રીજો અને છેલ્લો સવાલ મારે તમોને પુછવાનો છે:" સીમપી ફરીને બોલ્યો: "ઝોકુઝા ગુમ થયો છે. તે કયાં ગયો છે તે કોઇ જાણતું નથી. કદાચ જંગલમાં ભુલો પડયો હોય, કદાચ દુશમનોને જઇ મલ્યો હોય, કદાચ જંગલી જાનવરથી માર્યો ગયો હોય અથવા તો દુર રહી કાંઇ દાવા રચતો હોય. તે હમણા અત્રે હાજર નથી માટે તેની જગાએ હું આ ટોળીની સરદારી હાલ તરત લેવા માંગુ છું અને જો તમારી મરજી હોય તો તમારા ભાલાની ઇશારાથી તે જાહેર કરો."

સઘળાઓએ પાછા ભાલા ઉઠાવ્યા.

"સાવચેત રહેજો-બેટાઓ-સાવચેત રહેજો રાત પુનમનાં ચાંદ વાલી જકજકાત અજવાળાં વાલી છે પણ તેમાં કોઇ અંધકારનો ભેદ સમાયલો છે. શું થયું છે અને કેવી બાજી રમાઇ છે તે

આપણે જાણતા નથી માટે ગોયા આપણને અંધારામાં આગળ રખવાનું છે. આપણને માથે ઘણીજ ગંભીર ફરજ અને અતીશય મોટી જોખમદારી આવી પડી છે. એક બળવાન દુશમનની મોટી ટોળી સામે લડવાનું છે, આપણા માનીતાં પરોણાનું રક્ષણ કરવાનું છે અને આપણી સર્વેથી પ્યારી ગણેલી આશા પાર પાડવામાં આપણને મદદ આપવાની છે. પ્રજાકય લડતમાં આપણે ઉતર્યે છીયે અને તે લડતમાં જેઓ પોતાનો જાન ખોહશે તેઓના આત્મા ઉપર મુર્તી માતાના આશીશ ઉતરશે. હીમત બહાદુરી સાવચેતી અને સંભાળથી કામ લેવા સાથે આપણે આપણી પોતાની તરફ આપણા મુલ્ક તરફ આપણી દેવી માતા તરફ અને માતાનાં દુધ તરફ આપણે વફાદારી દેખાડીશું હવે તમો એક તરફ જમા થઇને બેસો, જમી ખાઇ લો. જેટલું બને તેટલું પાણી પી લેવો કારણ કે સવારનો સુરજ ઉગવા અગાઉ પાણી પીવાને પણ કોઇને થોભવાનો મોકો મલશે નહી."

ઉપલું સઘળું જોશદાર અવાજે અને જીગર ઉપર આબાદ અસર કરે તેવી ધપે અને બોલોમાં સીમપીએ સઘલું કહયું અને તે પછી તેણે બાતમી લાવનાર જાસુસને પોતાની આગળ બોલાવ્યો અને તેની સાથે બીજાં પાંચ માણસોને દુશમનની ટોળી ઉપર દેખરેખ રાખવાને મોકલ્યા અને તેમની દરેક હીલચાલની ખબર પોતાને પુગાડવાને તે જાસુસોને તેણે તાકીદ કીધી.



# પ્રકરણ ૧૦ મું.

## ખુંખાર જંગ–સુલેમાનની શોધ.

સીમપીની આખી ટોળી સાવચેતથી આખી રાત સાવધ બેસી રહી. મધરાત પછી પેલી તરફથી આગાહી કરનાર આ ટોળી તરફ આવતો હતો. તે જંગલમાંથી આવતો હતો પણ વીચારના વમળમાં વીંટલાયલો ગુપચુપ ચાલ્યા કરતો હતો તેટલાં તેણે એક માણસ જાડીમાં સંતાયલો હોય એવું દુરથી જોયું. તે માણસ કારમીજી મુલકની તોળીનો જાસુસ હતો. તેને આગાહી કરનારે ઓળખ્યો નહીં અને મોટે અવાજે પુછયું.—

"કોણ છે! તું દુશમન છે કે—"

"તું દુશમન છે કે દોસ્ત છે!" એવો સવાલ આગાહી કરનાર પુછવા માંગતો હતો પણ 'દોસ્ત છે' એ શબ્દો તેના મુખમાંથી બહાર પડે તે અગાઉતો એક તીર પેલા છુપાયલાં માણુસના હાથમાંથી છુટયો અને પેલા આગાહી કરનારના પગની જાંગમાં આવી પેઠો. આગાહી કરનાર તમ્મર ખાઇ જમીનપર પડયો અને પેલો જાસુસ નાસી ગયો.

મહા મુસીબતે અને મુશકેલીએ અતીશય વેદના ખમીને આગાહી કરનારે પોતાની જાંગમાંથી તીર પાછો ખેંચી કહાડયો અને પોતાની જાંગમાંથી વંહેતાં લોહીને અટકાવવા તે ઉપર ઝાડનાં પાત્રાં મુકી પોતાની કમરની ચામડાની રસી છોડી બાંધી. તે લંગડાતો લંગડાતો એક ગીચ ઝાડી આગળ ગયો અને તેમાં

દાખલ થઇ સર્વથી ગીચ ભાગમાં પડયો.તેણે પેલો તીર તપાસ્યો અને દુશમનો જે જાતના અને ધપના તીર વાપડતા હતા તે આગાહી કરનાર જાણુતો હતો માટે તેણે તે તીર ઓળખ્યો.

તે બરબડયોઃ "ઓ અંધકાર તું કાંય ખુલ્લું થતું નથાં! ઓ કાળી ભીંત તું કાંય તુટી પડતી નથી? સુલેમાન હીરો ઉંચકી લેશે અને સલામત બહાર આવશે એટલુંજ હું જાણી શકું છું પણ તે પછીનું સઘળું ભવીષ મારી આંખે બંધ છે. ખરૂં છે. આખું ભવીષ કોઇ જાણી નથી શકયું તો હું શું જાણી શકતો હતો! મારાં કરતાં હજારો અને લાખો ઘણા વીદવાન ઓલમાઓ વધુ દુર જોઇ શકયા નથી તો મારી શું મકદુર અને અવકાત! ઓ મુર્તીમાતા મદદ કરજે, ઓ દેવી સાહ્ય થજે-ઓ-ઓ-ઓ!"

આગાહી કરનાર બેહોશ થઇ ગયો.

પરોઢયું પડવા આવ્યું હતું. કારમીજી ટુકડીમાં કાંઇક ખલભલાત ચાલ્યો હતો. તે ટુકડીના સરદારે સઘળાં માણુસોને બેગાં કર્યાં અને તેવને જણાવ્યું: "ઓ 'હીરાના પાહરેગીર" નાં બાળકો, કારમીજીના બેટાઓ સાંભળો આપણુને અત્રે પડી રહેવાને અને પોતે ઇશારો કરે તે પ્રમાણે કામ બજાવવાને અપણા બાતમીદાર ઝોકુઝાએ આપણુને કહયું છે. તેણે વળી આપણુને એવો કોળ આપ્યો હતો કે મધરાત અગાઉ તે આપણુની આગળ આવશે અને આપણુને અત્રેથી પેલા ચોર અને તેની સાથની ટુકડીની પાછળ લઇ જશે. પણ હવે લગભગ પરોઢયું

પડવા આવ્યું છે અને હજી ઓકુઝા આવ્યો નથી. મને એની સાંમે શક ઉપજે છે. જે માણુસે પોતાની કોમ તરફ પોતાના મુલક તરફ અને પોતાની મુર્તી દેવી તરફ બેવફાઇ કીધી છે તે આપણી સાંમે દગો કરે તો અજાયબી નથી કદાચ એનો વીચાર ફર્યો હશે અથવા તો પોતાની કોઇ બાજી રમી જવાની એ બાજી રચતો હશે, હીરો ચોરવાની સઘળી ગોઠવણ રચાઇ છે એમાં તો કશો શક નથી. સઘળી ગોઠવણ આપણે નજરે જોઇ છે અને ચોરને તથા તેની સાથ વાળાઓની ટુકડીને આપણે પસાર થતી દીઠી છે. પણ તે ટુકડી પડોશમાં હજી પડી રહી છે તેનું કારણ શું! માટે હું સુચના કરૂ છું કે કોઇબી જોખમે અને ભોગે આપણે આગળ વધવું અને સાંમે પડેલી ટુકડીની પેલી તરફ શું થાય છે તે જોવું. જો વખત કહાડી નાંખોશું તો મોડું થઇ જશે અને ચોરને પકડવાનું અને નવો રસ્તો શોધી કહાડવાનું બનશે નહીં માટે હું ફરમાવું છું કે સઘળાઓએ તઇયાર થવું અને કુચ કરવાનો હુકમ સાંભળવાને ગોઠવાઇ જવું."

સઘળાઓ એકદમ ગોઠવાઇ ગયા અને સરદારનો હુકમ થતાંજ તેઓ આગળ વધ્યા. આ ટુકડીની આ હીલચાલ જોનાંજ સીમપીનો જાસુસ દોડયો અને કારમીજી ટોળીની આ હીલચાલની ખબર તેણે સીમપીને પુગાડી. સીમપી તઇયારજ હતો તેણે આખી ટુકડીને જમા કરી ગોઠવી દીધી અને હીમત અને ઉતેજન આપી તેમની સરદારી તેણે લીધી.

એ રાત પુરી થઇ હતી અને પરોઢયાંનું ઝળકનું દેખાતું

હતું. દુરથી કારમીજી ટુકડીને આવતાં સીમપીએ જોઇ અને તેનો રસ્તો ઘેરી લીધો તે ઉભો રહયો. પેલી ટુકડીએ પણ કોરઝુલુ ટોળીને જોઇ પણ તે જોતાં તે થોભી નહીં. તે ટોળીવાળાએ એક ગંજાવર મોટો લડાયક પોકાર કર્યો અને તેના જવાબમાં સીમપીની ટોળીએ બેવડા જોરથી અવાજ આપ્યો.

પેલી ટુકડી હવે સીમપીવાલી ટુકડીની નજદીક આવી; પુનમની રાત પુરી થઇ; નવા દીવસના ઉગતા સુરજનું પહેલું કીરણ બરપા થયું અને તેજ વખતે લડાઇ શુરૂ થવા માટેનો પહેલો તીર છુટયો.

પણ તીરની લડાઇ ઝાઝો વાર ચાલી નહીં બને ટોળી એકેક-પર ધસી ગઇ. કાપા કાપી ચાલી, જનુનમાં તેઓએ એકકને ચીડી કાપી નાંખ્યા, કાપ્યા અને કપાઇ મુઆ, જમીનપર લોહીના ખાબોચ્યાં ભરાયાં અને મુરદાંઓના ઢગ થયા. મુએલાંની પડોશમાંજ મરનારા તરફડતા હતા અને ચીશ પાડતા હતા. ઘાહેલ થયલાઓ પડયા પડયા ભાલાઓ અને તીરો ફેંકતા હતા.

બે કલાક જનુની જોશ બેર લડાઇ ચાલી અને પછી ખલાસ! કેવાં જનુન અને જોરથી લડાઇ ચાલી તેનો એટલાથીજ ખ્યાલ આવી શકશે કે આ મોટી બે ટોળી માહેલાં ફકત બેજ માણસો જીવતાં રહેવા પામ્યાં. એક સીમપી અને બીજો કારમીજી ટોળીનો સરદાર. કારમીજી ટોળીનો સરદાર જખમી થયલો પોતાના મુલક તરફ આ ગમનાક ખબર આપવાને નાઠો અને સીમપી સહેજબી જખમ અથવા ઈજા પામ્યા વના આ મુરદાંઓનાં ખેતરમાં, પાણીને બદલે લોહીથી તર

થયલી જમીન ઉપર એખલો ઉભો. ભયનાક ભયંકર દેખાવ જોતો તે ગમખ્વાર બની ગયો પણ તેણે ધાર્યું કે આ સેંકડો કોરઝુલુઓનો ભોગ આપતાંએ આગાહી કરનાર અને સુલેમાન સલામત હતા જે ગનીમત હતું. તે હવે આગાહી કરનારના ગુફા તરફ ચાલ્યો પણ એક ગીચ ઝાડીમાં કોઇ ચમકતી ચીજ પડી હોય એવું તેને દેખાયું જેથી તે પેલી ઝાડી તરફ ગયો.

ત્યાં આગાહી કરનાર બેહોશ હાલતમાં પડેલો હતો. તેની પડોશમાં એક તીર હતો અને તે તીરની અણી ચમકવાથી તે તરફ સીમપીનું ધ્યાન ખેંચાયું હતું. સીમપી ત્યાંનો દેખાવ જોઇ અજબ થયો. સીમપીએ તરતજ પોતાની ખાંધ ઉપરથી પાણીની પખાલ ઉતારી અને તેમાંથી પાણી કહાડીને આગાહી કરનારના મોહડાં માથા ઉપર તે તેણે છાંટયું તથા ખોબલીથી કેટલું પાણી તેના ગલામાં ઉતારયું. ઘણે વખતે આગાહી કરનાર સાવધ થયો. તેને ટેકો આપી સીમપીએ બેસાડયો અને આસપાસ જોઇ, તથા આકાસપર સુરજ કેટલો આગળ વધ્યો હતો તે તપાસી આગાહી કરનારે એક અતીશય ગમખ્વાર નીસાસો ખેંચ્યો.

બને એ પોત પોતા ઉપર ગુજરેલી બીના એક બીજાને કહી સંભળાવી. અરસપરસ સઘળો ખુલાસો થવા પછી આગાહી કરનાર બોલ્યો: "બધું કામ ઉંધું વળી ગયું છે; બધી મેહેનત બરબાદ થઇ છે; આપણે સુન્ના જેવી તક ખોહી છે; આપણી ઉમેદ નાશ પામી છે."

"પણ સુલેમાન તો સલામત હોવો જોઇયે" સીમપી બોલ્યો; "સુલેમાનને તું અહીં તારી શકતીથી બોલાવી શકશે એ માનવંત આગાહી કરનાર. તારી શકતીનું જોર કાંઇ નાનું નથી."

"બેટા આ એ આકાશના બુલંદ ગુંબજમાં એક શીતારો જેટલી નાની જગા રોકે છે તેટલીજ મારી શકતી, ખુદરતના બેશુમાર બળ સાંમે કામ બજાવી શકે છે. હું સુલેમાનને અત્રે તેડી શકતે. મારાં આંકશણથીજ અહીં બેઠો બેઠો એને ખેંચી લાવી શકતે પણ તેમ કરવાને સારૂ સુલેમાન કયાં છે તે મારે જાણવું જોઇયે. તે જો દાખલ થવાના બુગડા આગળ અથવા મારા ગુફા આગળ હોતે તો અત્રે આવતે. પણ તે ત્યાં નથી. વળી હું જો બેહોશ નહીં થયો હતે તો આંકશણ કરવાની મારી શકતી અજમાવવાનું હું ચાલુજ રાખતે અને બુગડાના બહારના દરવાજાપર સુલેમાન આવી પુગતે ત્યારે સીધો તે અહીં ચાલી આવતે. પણ અફસોસ છે તે બુગડા આગળ આવ્યો હશે ત્યારે તો હું બેહોશમાં હતો જેથી મારી શકતીનું જોર બંધ પડી ગયું હતું. તે કયાં છે અને શું કરે છે તે હું જોઇ શકતો નથી, મેં કહયું છે અને ફરીને હું કહું છું કે સુલેમાન હીરો લઇને બહાર આવ્યો છે એમાં તો કશો શક નથી પણ તે પછી શું બન્યું છે અને બનશે તે જોઇ શકાતું નથી કારણ કે એક કાલી જાડી ભીંત વચે આડી ઉભી છે."

"ત્યારે આપણે હમણા શું કરયે, એ આગાહી કરનાર!"

"સુલેમાન માટે અહીં આસપાસ તપાસ કરવી જોઇયે.

ઓકુઝા-ઓકુઝા-તેં આએ શું કરયું ! અરે અરે સદીઓની તારી કોમની ઉમેદ તેં બરબાદ પાયમાલ કીધી. તું સુખ કેમ જોશે ! આવતા ભવ પછી ભવે તું આરામ અને રાહત કેમ મેળવશે ! પણ નહીં-શરાપ દેવાનું કે ઇનસાફ કરવાનું કામ મારૂં નથી; તે કામ મુર્તી માતાનું છે. પણ સુલેમાનનો પતો મેળવવા બહુજ મુશકેલ થઇ પડશે કારણ કે મારા ગુફાથી પહાડના ભીતરમાં દાખલ થવાના માર્ગ સુધીનો રસ્તો ઘણોજ બીકટ છે અને બહુજ ભુલ ભુલામરી ભર્યો છે. ગમે તેવી ચંચલાઇનો અને સંગીન યાદદાસ્તવાળો માણસ તે રસ્તેથી પાંચવારબી પસાર થાય તોબી તેના ધયાનમાં તે રસ્તો રહેજ નહીં. તે જરૂરજ ભુલો પડે અને દુર દરાજ નીકળી જાય. તેથીજ મને સુલેમાન માટે ચીંતા છે અને હું માનું છું કે તે જરૂરજ ભુલો પડશે, તો પણ આપણે તપાશ કરીશું. ખરૂં છે લખાયું છે તેજ વંચાયું છે અને વંચાશેજ. ”

“ હું સુલેમાનને શોધવા જાઉં ! ” સીમપીએ પુછ્યું.

“ એખલો જશે ! ”

“ મહાદેવી માના મુર્તીની સેવાંમાં મારો જાન પણ ગયો તો શું બીસાત છે ઓ મહાન પીતા ! ” સીમપીએ સવાલ કર્યો.

“ તું મને મારા ગુફામાં લઇજા અને ત્યાં જવા પછી આપણે વીચાર કરીશું. મારો પગ ઘણોજ દરદ કરે છે. ”

સીમપીના હાથનો ટેકો લઇ ઘણીજ વેદના ખમીને આગાહી કરનારો ઉઠયો અને તેઓ તેના ગુફા તરફ ચાલ્યા. કલાકોની ધીમી દુઃખભરી મંજલ કરી તે ગુફામાં તેઓ આવી પુગ્યા

અને ત્યાં ખોરાક પાણી લઇ તેઓએ થોડો વાર આસાયશ લીધી. ચોકસ છાલેપાલો લઇ આગાહી કરનારે પોતાના પગના જખમ ઉપર બાંધ્યો અને થોડીક ખોરાકીની જણસ પોતાની સાથે લઇ તથા હથ્યારબંધ થઇ સીમપી સુલેમાનની શોધમાં નીકળગયો. એ દહાડાના ટપા ઉપર ચારવાર ચાર બાજુએ સીમપી જઇ આવ્યો પણ સુલેમાનનો પતો લાગ્યો નહીં.



## પ્રકરણ ૧૧ મું.



### આગાહી કરનારની મંજલનો અંધકાર રસ્તો.

જ્યારે આગાહી કરનાર પગના દરદની બીમારી ભોગવતો હતો અને સીમપી સુલેમાન માટે શોધ ચલાવતો હતો ત્યારે રવાના થયલી ટોળી પાછી વખતસર નહીં ફરવાથી પેલી તરફ ઇનસપોગાને અને ગામના રહેવાસીઓને ભારે ચીંતા ઉપજી. ઇનસપોગાએ તરતજ એક ટુકડીને તપાસ કરવા અને ભાલ કહાડવા રવાના કીધી. પેલી તરફ સુલેમાનની શોધ કરી આખરે નાસીપાસ થઇ સીમપી અને આગાહી કરનાર ગામ તરફ પાછા ફર્યા. જયાં સીમપીની છાવણી હતી ત્યાં તેઓ આવી પુગ્યા જે જગાએ કોહતાં સબડતાં મુરદાંઓ હજી થોડાંક પડેલાં હતાં અને જંગલી જાનવરો અને પક્ષીઓ તેઓ ઉપર વળગી ગયલાં હતાં.

આ ઠેકાણે આવતાં અને સઘળો દેખાવ જોતાં આગાહી

કરનાર જમીન ઉપર બેસી ગયો, તેનો જખમ હજી રૂઝ આવ્યો હતો નહીં અને તેની તબીયત બહુજ બગડેલી હતી તથા નાતવાની ઘણીજ થયલી હતી તે જમીનપર બેઠો અને આસપાસનો દેખાવ જોઇ રડવા લાગ્યો.

સીમપીએ તેને દીલાસો દીધો અને હાથ આપી ઉઠાડયો. આગાહી કરનારો ઉભો થયો પણ પાછો જમીનપર પડયો. આ વેળા ઇનસપોગા તરફથી રવાના થયલી ટુકડી આ જગાએ આવી પુગી. સુલેમાનને ગુમ થવાને લગભગ આઠ દીવસ વહી ગયા હતા અને તે પાછો મળે એવી આશા છોડવી પડી હતી. સુલેમાન ગુમ થયો તેની સાથે હીરો પણ ગયો અને એ સઘળા બનાવની દગલબાજી ખુદ પોતાનીજ કોમના માણસથી બની હતી તેનો વીચાર કરતાં આગાહી કરનારને એટલો તો ગમ ઉપજ્યો કે તે લાઇલાજ થઇ બેઠો. થોડોવાર તેને આસાયશ આપવાનું ઠર્યું પણ આગાહી કરનારની તબીયત વધુ બગડતીજ ગઇ.

નવી આવી પુગેલી ટોળીને આસાયશ લઇ, ખાઇ પી તઇયાર થઇ રહેવાને સીમપીએ ફરમાવ્યું અને પોતે આગાહી કરનારની પડોશમાં તેની સારવાર કરતો બેઠો.

આગાહી કરનાર આંખ વીંચીને થોડોવાર પડયો અને પછી એકાએક ભડકીને ઉઠી બેઠો બહુજ દુર બારીક તીક્ષણ નજરથી જાણે જોતો હોય તેમ પોતાની આંખના ડોળા ખેંચી તેણે પોતાનો હાથ લાંબો કીધો અને ધ્રુજતા અવાજે બોલ્યો:—

"ઓહ ભીંત તુટી ગઇ છે. ભવીષમાં દોડતી નજરને

અટકાવનારી ભીંત ભાંગી પડી છે. હું જોઇ શકું છું–હવે જોઇ શકું છું."

"તું શું જોય છે, એ આગાહી કરનાર!" સીમપીએ પુછયું.

"હું જોવું છું સીમપી કે જે ભીંત મારી નજરને અટકાવી રાખતી હતી તે કોઇજ નહીં પણ ઝોકુઆ પોતે હતો. તે ભીંત ભાંગી પડી છે માટે હું માનું છું કે ઝોકુઆ માર્યો ગયો છે," આગાહી કરનાર ધીમા લડડતા અવાજે બોલ્યો; "મને જોવા દે–હું બધું તુંને કહીશ."

લગભગ એક કલાક સુધી આંખના ડોળા તાણુતો તે બેસી રહયો અને તે પછી આંખ બંધ કરી જમીનપર લાંબો થઇ સુઇ ગયો તેનો દમ ધીમો ચાલતો હતો.

"તું મારી નજદીકમાં છે કે સીમપી?" આગાહી કરનારે પુછયું જે વેળાનો તેનો અવાજ એટલો તો નબળો નરમ અને કમજોર થઇ ગયલો હતો કે તે અવાજ સાંભળતાં આગાહી કરનારની સલામતી માટે સીમપાને ચીંતા ઉપજી.

"હા પીતાજી, હું તમારી પડોશમાંજ છું. શું હુકમ છે!"

"મેં જોયું છે તે હું તને કહું છું.સુલેમાન હીરો લઇ કેડે નીકળી ગયો છે; ઘણા માણસોની સાથે તે દુર દરાજ સફર કરતો મને જણાયો છે, એની ઉપર એક સ્ત્રી સંભાળ અને જતનની નજર રાખે છે. સુલેમાનનો હવે પછીનો રસ્તો મને દેખાય છે. પહાડ પરવત અને દરયા ઓળંગી તે આગળ વધશે અને હીરો તેના કબજામાં રાખે તેને કમનસીબી નડે અને ખુવાર

થાયએવી સમજત છે માટે સુલેમાન અનેક રીતે ખુવાર થશે.

"પણ સીમપી હવે ભવીષ આપણને માટે વધુ મોટી આશા આપનારૂં અનેખુશાલી ઉપજાવનારૂં છે. હું જોવું છું કે હવે પછી એક જમાનામાં આ બખતાવર પ્રતાપી હીરો પાછો મુર્તીની આંખમાં બેસશે અને આપણી પ્રજા સુખી અને આબાદ થશે. મેં અગાઉ કહયું છે તેમ ઓ સીમપી તારો સુલેમાન સાથનો સંબંધ ભવ પછી ભવે જોડાતો આવ્યો છે અને હવે પછી પણ જોડાશે. મારી આગળ આવ—કોઇ બીજો અહીં હોય તેને દુર કર. મારી ખાનગી વાતપર ધ્યાન આપ."

"મહાન પીતાજી, હું અહીં એખલોજ છું. બીજું કોઈ નથી."

"સુલેમાન ગયો છે. તે કયાં ગયો છે અને તેની પાસેથી હીરો કેમ લાવવો તે હવે પછી થનારા આગાહી કરનારાઓ માહેલો એક જાણી શકશે. હવે પછીના આગાહી કરનારાઓ પોતાનો અભ્યાસ એટલો તો આગળ વધારશે કે તેઓ માહેલો એક સુલેમાનવાળી જગા જોઇ શકશે. સીમપી તારી ઓલાદના માણુસને હાથે તે હીરો સુલેમાન પાસેથી આએ મુલકમાં તે આગાહી કરનાર મંગાવશે. માટે સીમપી તારી ઓલાદના દરેક વડા બેટાને ફરમાવજે કે જે બી આગાહીકરનારો ઓધા ઉપર આવે તેની ખીદમતમાં રહી તેનો ચેલો બનવો. હીરો પાછો લાવવાનો વખત આવતાં કદાચ દાહેકાઓ પછી દાહેકાઓ વહી જશે, કદાચ ઓલાદ પછી ઓલાદ જનમશે ને મરશે, પણ ગમે

તે થશે તોબી આ હીરો પાછો આવવાનોજ એમાં તારે જરાબી શક રાખજો નહીં અને મેં જે કહયું છે તે તારે છુપું રાખવું."

"મહાન પીતા તમારા હુકમના દરેક બોલ મુજબ હું અમલ કરીશ અને એક હરફપણ કોઇને હું કહીશ નહી. હું મહાન દેવીમાતા મુર્તીના વચનથી સોગંદ આપું છું કે તમારા ફરમાનને હું સદા તાબેદાર રહીશ"

"રાત અંધારી છે, બેટા રાત અંધારી છે એ અંધારી અઠડાણુ કરાવનારી રાત દરમ્યાન કોઇ અણુદીઠ અજાણુ માર-ગેથી મને હવે જોવાનું છે કે જે માર્ગ ઉપરથી મારી અગાઉ કરોડો બંધ કરોડો આતમા પસાર થયા અને બીજા પસાર થશે. એ માર્ગ ઉપરથી અને અંધકાર વચેથી પસાર થઇને કયાં જવાય છે તે આપણે જાણુતા નથી પણ આપણો મહ-જબ અને સાદી સમજ આપણુને શીખવેછે કે તે માર્ગના પેલા છેડા ઉપર આપણી કર્ણી અને ભર્ણીના પ્રતીનીધીઓ આપણુને એસતેકબાલ લેવાને ઉભા રહેલા છે. પણ મહાન ખુદરતની શકતીએ તે અધકારમાં રસ્તો જોવાને અને આપણી સરજતે પુગાડનારા પ્રતીનીધીઓને ઉતાવળે સડસડાટ જઇ મલવાને મદદ કરનારૂં એક ફાનસ બક્ષ્યું છે. તે ફાનસ આપણી મનશની અને યકીનદારીનુ છે. જો તમો ચાહો તો તે ફાનશ માહેલી બતીને તમારા ભલાં અને નીતીવાન કાર્યોનાં તેલથી વધારે તેજસ્વી કરી શકો અને તેમ કરી આખો રસ્તો અજવાળાં વાળો બનાવી શકો અને ચાહોતો તે ફાનસની આસપાસ બદી બદફેલીનું કાળું ચામડું લપેટી તેની રોશની ધાંકી દઇ તમારો માર્ગ અંધકાર

ભરેલોજ બનાવી રાખો, એ માર્ગ ઉપર દાખલ થવાનો વખત મારે માટે આવી પુગ્યો છે. તે માર્ગનો દરવાજો ઉઘડતો હું જોવું છું. તે માર્ગને મોખડે ઉભેલો દરવાજો ઉઘાડનાર દરબાન મને ઇશારો કરીને હસ્તે ચહેરે બોલાવે છે; અને આમંત્રણને–નામંજુર નહીં રાખી શકાય તેમાં તે આમંત્રણને માન આપી–હું–હું–જાઉં છ–છ–છું ! સલામ ! સ-સઅલામ ! છ-છ-છેલ્લી સ–સ–સ–લામ!"

ખલાસ ! આગાહી કરનારની જીંદગીના નાટક ઉપર પરદો પડયો. તેણે એક જોરમાં દમ ખેંચ્યો અને દમ બંધાઇ ગયો.

સીમપીએ તરતજ સઘળાં માણસોને ત્યાં બોલાવ્યાં અને તેઓ બધા આગાહી કરનારને મરણ પામેલો જોઇ જમીનપર બેસી જઇ બેઅખત્યાર રડવા લાગ્યા. જ્યારે ગમ અને દલગીરીનો પહેલો ફટકો પસાર થઇ ગયો ત્યારે સીમપીએ હુકમ આપ્યો અને તરતજ આસપાસના જાડોપરથી ડાખળાં કાપી એક કરકટી બનાવવામાં આવી અને તે ઉપર આગાહી કરનારની લાશને બહુ માન અને ઇજત સાથે મુકી તે ઉઠાવીને પોતાના ગામ તરફ સઘળાંઓએ ચાલવા માંડયું. ગામ તરફ જવાની મુસાફરી લગભગ ચાર દહાડાની હતી પણ તેઓએ તે ચાર દહાડાની મુસાફરી ફકત દોઢ દીવસમાં પુરી કીધી કારણ કે જરા થોભ્યા વના, થાક અને ભુખનો વીચાર કર્યા વના તેઓ સપાટામાં ચાલતાજ રહયા અને ગામની નજદીક આવી પુગ્યા. ગામમાં તેઓ એકદમ દાખલ થયા નહીં પણ એક કાસદને અગાઉથી ઇનસપોગા આગળ મોકલી આ ટોળીના આવી પુગવાની અને આગાહી કરનારનાં મરણની ખબર કહેવાડવામાં આવી. સપાટામાં

આ ખબર આખા ગામમાં ફેલાઇ અને આખાં ગામના પુરૂષો અને સ્ત્રી રડતાં માહેતમ કરતાં ગામની પાદરે આવી પુગ્યાં. ઇનસપોગા પોતે પણ ગામની બહાર આવી ઉભો હતો. તે હમેશનો શાંત દેખાવનો સરદાર આ વેળા ગમખાર બની ગયલો હતો.

આગાહી કરનારની લાશનો જનાજો ઇનસપોગાની આગળ આવી પુગ્યો અને ત્યાં તે ઉતારવામાં આવ્યો. સઘળાઓના શેઝદા માટે લાશનો ચહેરો ખુલ્લો કરવામાં આવ્યો અને તે શાંત ઉંઘમાં સદા માટે નચીંતે નીંદ ખેંચતા ચહેરાને જોઇ સઉ કોઇ નમન કરી રડવા લાગ્યાં.

આ વેળા ઇનસપોગા બોલ્યો; "એ સીમપી, તારી સાથે ગયલી ટોળીનું શું થયું! હીરો કયાં છે! સુલેમાન કયાં છે! સઘળું કહી સંભળાવ."

સેંકડો માણુસો ભેગાં મલ્યાં હતાં અને તે સઘળાં જમીન ઉપર ગુટણ વાળીને બેઠાં હતાં. વચમાં આગાહી કરનારની લાશ પડેલી હતી અને તેની આગળ ઇનસપોગા ઉભો હતો. ઇનસ-પોગાના ફરમાવવાથી સીમપી ઉભો થયો અને જે કાંઇ બન્યું હતું તે સઘળું તેણે કહી સંભળાવ્યું, આગાહી કરનારે મરતી વેળા જે છેલ્લી વાત તેને કહી હતી તે તેણે કહી નહીં પણ ઝોકુઆની બેવફાઇ અને દગાઇની વાત તેણે કહી સંભળાવી.

બેવડો ગમ લોકોને ઉપજ્યો. આગાહી કરનારનું એક તો મોત અને હીરોગુમ થવાનો દુઃખદાયક બનાવ.

પણ હવે આ મુલકમાં—વાંચનાર મહેરબાન આપણુને ઝાઝું કામ રહયું નથી. કદાચ છેવટે એક નજર અહીં નાંખીશું. હમણા તો આપણુને સુલેમાનની પુઠે જવાનું છે.

# પ્રકરણ ૧૨ મું.



## વફાદાર મહોરદાર.

સુલેમાન પોતાનું કામ ફતેહમંદી સાથ બજાવી આવ્યો હતો એમ વાંચનારે અત્યાર અગાઉનું જાણી લીધું હશે કારણ કે પુનમની રાત પસાર થયા પછી બીજી સહવારે કારમીજી મુલકના સરદારે મંદીર માહેલો દાબડો ઉઘાડયો હતો ત્યારે તે માહેલો હીરો ગુમ થયલો તેણે જોયો હતો.

આગાહી કરનારે આપેલી નીશાનીબંધ સુલેમાન બુગડામાંથી પસાર થયો, હીરો તેણે મેળવ્યો અને પાછો ફર્યો. બુગડાને છેક છેડે તે આવી પુગ્યો ત્યારે તે ચોંકીને ઉભો રહી ગયો, હજી પહાડના બુગડામાંથી બાહાર નીકલવાને થોડુંક છેટું ચાલવાનું હતું તેટલાં સુલેમાને પોતાના હાથ માહેલી મશાલથી જોયું કે કોઇ માણુસ બુગડાની ભીંતને વળગી છુપાઇને સંકોચાઇને ઉભેલું હતું. સુલેમાન આ દેખાવ જોઇને અટકીને ઉભો રહી ગયો અને તેણે અવાજ મારીને પુછયું. "કોણુ છે!"

"ચુપ! ચુપ!" એમ બોલતું તે માણુસ તેની આગળ દોડી આવ્યું.

"કોણુ! કુમપાલા! તું અહીં!" બેહદ અચરતી સાથે સુલેમાને સવાલ કર્યો; "તું અહીં કેમ આવી! કયાંથી આવી!"

આસ્તે બોલ, મારા ખાવંદ આસ્તે બોલ," કુમપાલાએ સુલે-

માનના મહોડાં ઉપર હાથ મુકીને કહયું; " દગો થયો છે, તારો જીવ લેવાને એક દુશમન આ ભુગડાનો દરવાજો ઘેરીને ઉભો છે, તું તારી મશાલ બુજવી નાંખ અને મારા હાથ પકડીને મારી પુઠે આવ."

" પણ કુમપાલા મને તું કહે તો ખરી–"

" એક ઘડીની થોભવાનો આ વખત નથી. પરોઢીયું પડી ચુકયું છે, પુનમની રાત પસાર થઇ ગઇ છે, અને નવો દહાડો ઉગી ચુકયો છે. ભુગડાની બહાર નવા દીવસના સુરજનું અજવાળું હમણાજ શરૂ થયું છે. તું જલદી ચાલ. હું તારી આગળ બધો ખુલાસો કરશ."

સુલેમાને પોતાના હાથ માંહેલી મશાલ ગુમ કરી નાંખી અને તેઓ બંને તંતોસતાં ધીમે ધીમે બહાર નીકળતાં ભુગડાને મોખડે આવતાં કુમપાલા થોભી અને બોલી; " તું મારી માફક જમીનપર સુઇ જા અને પેટે ચાલ. ફસડાઇ ફસડાઇને ધીમેધીમે આગળ વધ. જો સંભાળજે. ભુગડાના દરવાજાની જમીન તરફ જતો ના ડાબી તરફ મારી પુઠે આવજે. જમણી તરફ દુશમન ચોકી કરે છે. એક અવાજબી કહાડતો ના–ચુપ રહેજે."

કુમપાલા જમીનપર સુતી અને સાંપની માફક ફસડયાં મારી ગીચ માર્ગમાંથી આગળ વધી અને સુલેમાન પણ બહુજ મુશકેલીથી તે પ્રમાણે ચાલતો આગલ વધ્યો, તેઓ કેટલેક છેટે આ પ્રમાણે ગયાં. જ્યાં એક વલાણુ અને ઘલાણુ ઉપર ફરી ને જ્યાંથી વહેતાં નાળાં આગળ તેઓ આવી લાગ્યાં, ત્યાં આવતાંજ

કુમપાલા ઉભી થઇ અને બોલી "હવે અહીંથી આપણે નાસીસું અને ચકરાવો લઇને આગાહી કરનારના ગુફા તરફ જઇશું. લે આએ તુંને કામ લાગશે.

તે જગાએ ભાલો અને તીરકામઠું હતું જે ઉંચકીને કુમપાલાએ સુલેમાનને આપતાં કહયું. 'તારા દુશમન સામે લડવાને અને શીકાર કરવાને તુંને કામ આવશે."

"તું એ બધું કયાંથી લાવી!" સુલેમાને સવાલ કર્યો.

"ફરીને કહું છું કે હમણા સવાલ કરવામાં અથવા જવાબ દેવામાં વખત કહાડી નાંખવાનો નથી. હમણા તો નાસવાનું છે દંખેલ નાગ તારી પુઠે લાગ્યો છે અને હું તુંને બચાવવા માગું છું. ચાલ ઉતાવળે.

તેઓ આગળ વધ્યાં અને નાલાના કીનારાની નરમ જમીનપર ચાલી, નાળું ઓળંગી પેલે કીનારે ફરીને નરમ જમીન પસાર કરી સપાટામાં આગળ ચાલ્યાં. પણ તેમની રાહયત કરવાને આગાહી કરનારની આકશ શક્તીનું જોર આ વખતે બંધ પડી ગયલું હતું કારણ કે આપણે આગળ વાંચ્યું છે તે મુજબ આગાહી કરનાર આ વખતે પગમાં જખમ થવાને સબબે બેહોશ પડેલો હતો, વળી તે આગાહી કરનારે જણાવ્યું હતું તે મુજબ ભુલ ભુલામરીનો રસ્તો હતો માટે બને જણા તરતજ ઉલટી દીશાએ યાને ગુફા તરફ જવાને બદલે ગુફાથી ઉલતી બાજુએ આવ્યાં અને કેટલીક વાર દોડયાં. આ પ્રમાણે તેઓ બપોર સુધી આગળ વધ્યાં અને હવે તેમને ખ્યાલ આવ્યો કે તેઓ ભુલાં

પડયાં હતાં અને જુદે મારગે નીકળી ગયાં હતાં. તેઓ થોડોવાર થોભ્યાં અને કુમપાલાએ પોતાની ચામડાંની કોઠળી ઉંગાડી તેમાંથી ફળ કહાડયાં જે બને જણાએ ખાધાં અને ભુખને તરૃપત કીધી, પાણી પીધું અને ફરીને નસીબ પર આધાર રાખી આગળ વધવા માંડયું.

આખરે આવી રીતે ચાલતાં અને ભુલાં અઠડાતાં રાત પડી અને તેઓ એક જગાએ રાત કહારવાને થોભ્યાં.

પેલી તરફ ઓકુઝા બુગડાના દરવાજાપર નજર રાખીને બહાર ઉભો હતો. પરોઢયું પડી પસાર થયું. સવાર આગળ વધી તોબી સુલેમાન બુગડાની બહાર પાછો નહીં આવ્યો ત્યારે તે ગુચવાડામાં પડયો અને પોતે ભાલો હાથમાં લઇ બુગડામાં દાખલ થયો. બહુજ સંભાળીને તતોસીને તે આગળ વધ્યો તેટલાં તેના પગ હેઠળ કોઇ નરમ વસ્તું દબાઇ. તે વસ્તુ ઉંચકી અજવાળામાં જોવા તે બુગડાની બહાર દોડી આવ્યો. તેણે જોયું કે વસ્તુ કાંઇજ નહીં પણ એક મશાલ હતી અને તે તરતનીજ બુજવી નાંખેલી હતી કારણ કે તે મશાલમાં હજી થોડું ઘણું પજરણ હતું અને તેમાંથી જીણો ધુંવો નીકળતો હતો.

તે મનસે બરબડયો "સુલેમાન પાછો ફર્યો છે, અહીંથી પસાર થઇ ગયો, મારી નજર ચુકવી ગયો છે. પણ મારા હાથમાંથી હું એને છટકવા દેવાનો નથી. મારા હડહડતા દુશમનને મારશ, તેના લોહીમાં હાથ ધોવશ, તેની બાયડી ને તાણો મારી રડાવશ, તેની બાયડીના ભાઇને નીચો પાડશ અને તેની ઉપર કુરબાન

થતા હજારો મુરખાં એવકુફ માણુસોને માહેતમ કરાવશ ત્યારેજ હા ત્યારેજ મારા જીવને કરાર વળશે, ઠંડક મળશે."

તે આસપાસ જોવા લાગ્યો અને સુલેમાન કયાં ગયો હતો તે જાણવાની તેણે કોશેશ કીધી. એક તરફ નજર કરતાં ઝાડીમાં ડાખલાં ભાંગેલાં અને ગીચ ઝાડીમાં રુસંગ ગાળો પડી ગયલો તેણે જોયો. તે તરફ તે આગળ વધ્યો અને વલાણ પરથી ફરતાં તેણે નાલું જોયું. અહીં તપાસ કરવામાં તેને દોઢ–બે કલાક કહાડી નાંખ્યા પણ તે તપાસનું આખરે તેણે પરીણામ જોયું. નાલાંની નજદીકની નરમ જમીન ઉપર તેણે પગલાં પડેલાં જોયાંપણ તે પગલાં એકજ માણુસનાં હતાં નહીં. તેણે જોયું કે બે માણસ ત્યાંથી પસાર થયાં હતાં. જોડા જોડમાં તે પગલાં હતાં અને એક મોટાં પગના એક નાના પગના તે છાપ હતા. બે માણુસો ત્યાંથી પસાર થયાં હતાં એવી ઝોકુઝાની ખાત્રી થઇ.

તે પગલાંને શુમારે તે આગળ આવ્યો, તે મનસે બરબડયો. "એકતો શું પણ સો માણસ સુલેમાન સાથે હશે તોબી હુ તેને વીણી કહાડીને મારશ, મારો વેર કીનાની મીશાલ બુઝાવશ, ભટકતા ભુખે મરતા પર દેસીને મારી આ દેશમાંથી તેનું પગલું સદાને માટે નાબુદ કરશ."

તે આગલ આવતો ગયો અને પગલાં તપાસતો ગયો.

સુલેમાન પોતાની ધણીઆણી સાથે રાત પસાર કરવાને આશ્રાયશ લેવાને બેઠો હતો કુમપાલાએ પોતાની ઠેલીમાંથી ફળ કહાડયાં અને તેઓએ તે ખાધાં અને તેમ કરતાં કાઠલી નદન

ખાલી થઇ ગઇ. પાણી તેઓએ બહુ કરકસરથી વાપર્યું કારણ કે પાણી પાછું ક્યાં અને ક્યારે મલશે તેતેઓ જાણતાં હતાં નહીં.

જમી રહેયા પછી સુલેમાન બોલ્યો "મારી જીંદગીનું રક્ષણ કરનારી ફુમપાલા, ભવીષને માટે ચીંતા અને આતુરતા છે પણ તેમ ગયલા વખતમાં બનેલા બનાવોની વીગત જાણવાને પણ હું તેવીજ આતુર છું. મને કહે ફુમપાલા તું ગુફામાં કેમ આવી શકી અને તેં ધારતી ભર્યું શું જોયું!"

"હું તુંને તે સઘળું કહું છુ તે બેસીને ધીરજથી સાંભળ." ફુમપાલા બોલી; "જ્યારે માનવંત આગાહી કરનાર તુને કહી ગયો હતો કે તારી સાથે એક પાસબાન ટુકડી જનાર છે અને તે ટુકડીની સરદારી ઝોકુઝા લેનાર છે ત્યારેજ મને શક ઉપજ્યો હતો. પણ જ્યારે ઝોકુઝા પોતે તુંને મળવા આવ્યો ત્યારે મારો શક વધારે મજબુત થયો. મને લાગ્યું કે તુંને પોતાના વધુ વીશ્વાસમાં લેવા અને તુને અજાણ રાખી તારી સાંમે દગો રમવાની તેની નેમ હોવી જોઇયે. તારી ઉપર દેખરેખ રાખવાની ધારણાથી મેં ઝોકુઝા ઉપર નજર રાખી. તમો ગામથી નીકળયાં કે તે પછી તરતજ ચામડાની કોહળીમાં જેટલી બને તેટલી ખોરાકી મેં ભરી લીધી અને તમારી ટુકડીની પાછળ પાછળ હું આવી. તમોએ મંજલ કીધી અને હું તમારી પુઠેજ રહી.

"તારી ઉપર નહીં પણ ઝોકુઝા ઉપર મારે નજર રાખવાની હતી માટે મેં ઝોકુઝાની દરેક હીલચાલ તપાસવા કીધી જે દહાડે

તું છાવણીમાંથી બહાર નીકળી આગાહી કરનારના ગુફા તરફ ગયાં તે દહાડે સકાળેથી ઝોકુઝા છાવણીમાંથી નીકળયો તે ઘરથી ચાલ્યો અને આગાહી કરનારના ગુફા તરફ નહીં પણ તેથી ઉલટીજ દીશાએ તેને ચાલવા માંડયું, તે થોડેક છેટે ગયો અને ત્યાં એક મોટા ટેકડા પાછળ જમીનમાં પડેલા એક ખોહ અથવા ખીણ ઉપર ગંજાવર ખાડામાં ગીચ ઉગેલી જાડી વચે તે દાખલ થયો. મેં જોઇ લીધું કે તે માણસ અમારા મુલકના દુશમનો હતા. તે થોડાજ વખતમાં પાછો બહાર આવ્યો અને આપણી છાવણી આગળ તે આવી પુગ્યો. જે વેળાએ તે છાવણી આગળ આવી પુગ્યો તેજ વેળા તું આગાહી કરનારના ગુફા તરફ જવાને છાવણી છોડી બહાર નીકલ્યો હતો અને ઝોકુઝાએ તારી પુઠ પકડી હતી.

"દુશમનોની છુપાયલી ટોળી વીશે મારા ભાઇની છાવણીમાં ખબર પુગાડવાની મારી ધારણા હતી પણ તારી પુઠે ઝોકુઝા લાગ્યો હતો માટે તે ધારણા પડતી મુકી મેં ઝોકુઝાની પુઠ પકડી નાખી. તું આગાહી કરનારના ગુફા આગળ જઇ પુગ્યો અને ઝોકુઝા છુપાઇને ઉભો રહયો. હું તેનાથી છુપાઇને દુર ઉભી રહી. આગાહી કરનાર અને તું ગુફામાંથી નીકળયા અને તેં તારાં હથ્યાર એક તરફ મુકયાં અને હથ્યાર વના તું તે આગાહી કરનારની પુઠે આવ્યો. ઝોકુઝા તમારી બનેની પુઠેજ હતો. હું તરતજ ગુફા તરફ દોડી, અંદર જઇ થોડાંક ફળ અને રોટી મારી કોટલીમાં મે ભરી લીધાં અને મારા હથ્યાર પણ

ઉપાડી લીધાં કારણ કે મેં ધારીયું કે કદાચ ઓકુઝા જીવપર આવી હુમલોબી કરે અને તમો બને હથ્યાર વના તેની સાંમે લાઇલાજ થઇ પડો, બહુજ બીકટ અને ભુલ ભુલામરી જેવા માર્ગથી તમો પસાર થયા અને ભુગડાના મુખ આગળ આવી લાગ્યા, તું ને ત્યાં છોડી આગાહી કરનાર પાછો ફર્યો અને મારી ઘણી ઈચ્છા હતી કે તારી પુઠે દોડી જઇ સઘળી વાત તને કહી દેવી પણ તેટલાં તો ભુગડામાં તું દાખલ થઇ ચુકયો હતો અને તારી પુઠે ઓકુઝા ભુગડામાં દાખલ થયો હતો. હું તેના પુઠે દાખલ થઇ. પણ બે ચાર વાર ઓકુઝાનો અવાજ મને સંભળાયો. તે જમીનપર બે ચાર વાર પડી ગયો અને ખીજવાઇ ગાળો દેતો હોય તેવો અવાજ સંભળાયો અને તે પાછો ફરતો હોય એવાં મને પગલાં સંભળાયાં જેથી હું ભુગડાના એક ખુણામાં દબાઇ સંકોચાઇને ઉભી રહી, મારી લગોલગ-અંધારામાંથી ઓકુઝા પસાર થયો અને બહાર નીકળયો. થોડો વાર થોભયા પછી હું પણ બહાર આવી અને ઓકુઝા કયાં હતો તે મેં ચીમાઇને જેયું. તું અને આગાહી કરનાર જે બાજુએથી આવ્યા હતા તે બાજુએ એક મોટી ઝાડી અંદર તે છુપાઇ ને બેઠો હતો એવું મેં જેયું. હું થોભાને બેસી રહી. તદનજ અંધારૂં થઇ ગયું અને તેનો લાભ લઇ હું ભુગડામાંથી બહાર આવી. અને આગાહી કરનાર અને તું જે દીશાએથી આવ્યા હતા તે દીશાવાળી જગાએ ઓકુઝા બેઠો હતો માટે તેથી ઉલતીજ દીશાએ મેં વલાણુ લીધી અને પાણીના ઝરા આગળ મારો સઘળો અસબાબ મુકી હવે શું કરવું તેનો મેં વીચાર કીધો.

મેં જોયું કે દુશમનોની ટુકડી ત્યાં પડેલી હતી પણ તેમ તેની સાંમે લડવાને મારા ભાઇ સીમપીવાળી ટુકડી મોજુદ હતી. પણ તું પ્યારો તો તદન એકલો અને હથ્યાર વનાનો હતો માટે મારે તારૂં રક્ષણ કરવું હતું. આખરે તારી નજદીક રહી તારીજ પાસબાની કરવાનું મેં દરૂસ્ત વીચાર્યું અને તે મારી પહેલી ફરજ વીચારી. પણ તુ પ્યારો સઘળું સલામતી ભર્યું ધારીને બુગદામાંથી બહાર આવી મલશે અને તુંને ઓકુઝા હથ્યાર વના જોઇ હેરાન કરશે એવું મેં ધારી લીધું અને તેથીજ મોટો જોખમ ખેડી હુ પાછી છુપાઇને બુગડામાં દાખલ થઇ અને ત્યાં આખી રાત ઉભી રહી. કદાચ બેસું તો ઝુકુણુ આવે અને ઉંઘાઇ જાઉં અને તું પસાર થઇ જાય તેનું ઉંઘમાં મને ભાન રહે નહીં અને ઓકુઝા તુને હેરાન કરે એમ ધારીને ઉંઘવાનું બનેજ નહીં એવી યુકતી કરવા સારૂં હું આખી રાત ઉભીજ રહી. આખરે મેં તુને બચાવ્યો છે."

આવી વફાદારી અને પ્રીતની લાગણી જોઇ સુલેમાનને અતીશય લાગી આવ્યું અને તેણે પોતાની ધણીઆણી ગળે લગાડી ચુંબન કંર્યું અને કહયું; "આજ લગન મેં તને બેહદ ચાહી છે મારી કુમપાલા અને હવે પછી પણ તેટલાજ જોસથી હું તુને ચાહતો રહેવશ પણ હવે પછી તે મારી ચાહ અને પ્રીતની લાગણીમાં એક બીજી જોશદાર લાગણી, ઉમેરાશે અને તે લાગણી મારે આભારની રહેશે. હું તારો આભારી થયો છું મારી કુમપાલા, તે મારી જીંદગીનું રક્ષણ કર્યું છે."

" સુલેમાન, હું જો ધાસ્તીમાં આવી પડું, મારી જીંદગી તારાજ થાય તેવો કોઇ પ્રસંગ ઉભો થાય, અથવા કોઇ મને હેરાન કરે એવું તુંને લાગે તો તું શું કરે! તું તે વખતે જે કરે તેજ મેં આ વખતે કરયું છે. એમાં આભાર શાનો! આભારી તો મારે બનવું જોઇયે કારણ કે મારી આવી ફરજ મેં બજાવી છે તેથી મારી દેવી મુર્તી માતા મારી ઉપર પ્રસન થશે અને આ ભવમાં સુખ મલશે અને આવતા ભવમાં મને વધારે રાહત અને સુખ બક્ષસે. એવાં ભવીષના સુખ માટેની સામગ્રી મને તઇયાર કરી મુકવાની આ ફરજ બજાવવાની મને તક મલી છે માટે ખરેખર આભારી તો મારે બનવાનું છે. '

" પણ તું આપણા ઘરમાં અને ગામમાં ગેર હાજર છે એવું જણાશે તો જંજાળ ઉભી થશે."

" સીમપીની ધણીઆણી મારી ભોજાઇ થાય છે અને તેની સાથે મને બહુજ હેત પ્રિત ભરી દોસ્તી છે. મેં તેણીને સઘળું કહયું છે અને હું તારી મદદે આવીછું તે તેણી જાણે છે."

" તેં મોટો જોખમ ઉઠાવ્યો છે મારી પ્યારી કુમપાલા."

" પણ મારા સુલેમાન તું પવીત્ર હીરો લાવ્યો કે!"

" હા. હું લાવ્યો છું. મેં તે હીરો મારી પાસે છુપાવી રાખ્યો છે પણ આપણે રસ્તો ભુલ્યા છીયે અને શું કરવું તેની સમજ પડતી નથી."

તેં હીરો કયાં છુપાવ્યો છે સુલેમાન?"

" મારા બાલમાં. જો મારા માથા ઉપર એવા બલનું જંગલ ઉગયું છે કે જેવા બાલનો જબરો ભરાવદાર ભારો કાદચજ કોઇ માણુસના માથાપર તું જોવા પામશે. એ બાલ ખુદરતે અસાધારણ મોટા બનાવ્યા છે અને મારો અંબોરો પણ ઘણો મોટો છે અને ગોયા-એક અતીશય મોટાં કદના હીરાને છુપાવવાની જગા ખુદરતે આ બાલરૂપી જંગલમાં પુરી પાડી છે. આગાહી કરનારના ફરમાવવા મુજબ મેં હીરો નાની ચામડાની કોઠલીમાં મુકયો છે અને મારા બાલમાં તેની રસી ગુંદી લઇ તે છુપાવી રાખ્યો છે. રાત આગળ વધી ગઇ છે માટે કામનો વીચાર કાલે કરવાનું છોડી આપણે હાલ તરત ઉંઘી જઇશું અને રાતના આપણું રક્ષણ કરવાનું કામ આપણીપર પરવરદેગારના હાથમાં છોડીશું. હું થાકી ગયો છું તેમજ પ્યારી તું પણ થાકી ગઇ છે. આપણે બનેએ ગઇ રાત દરમ્યાન ઉજાગરો કર્યો છે આજનો આખો દહાડો સખત મહેનત કરી મજલ કાપી છે માટે આપણી તનદોરસ્તી અને તબીયતને કાજે આપણે થોડો ઘણો આરામ તો લેવાજ જોઇશે."

બને આ પછી સુતાં અને થોડાંજ વખતમાં અને ભર ઉંઘમાં પડયાં.



## પ્રકરણ ૧૩ મું.



### ઝાકુઝાનુ છેલ્લું પ્રાકરમ.

આખી રાત તેઓએ ભર ઉંઘ કહાડી અને સવારના સુરજ ઘણો ઉપર આવ્યા પછી તેઓ જાગ્યાં. તેઓ ઉઠીને બેઠાં. તેટલાં થોડેક છેટે એક મોટું હરણ ચરતું જણાયું. સુલેમાને તરતજ ચુપચુપ તીરકામઠું લીધું અને ઝાડીમાં છુપાઇ હરણની નજદીક જઇ તીર છોડયો અને તે હરણ જખમી થઇ જમીન ઉપર પટકાયું. સુલેમાન તેની આગળ દોડી ગયો અને પોતાની કમરેથી છુરી કહાડી તેને તરતજ હલાલ કરી નાંખ્યું.

કુમંપાલા બોલી, "મારા ખાવંદ, એમાં તો કશો શકજ નથી કે આપણે ભુલાં પડયાં છીયે અને આપણા મુલકથી આપણે ઘણા દુર નીકળી આવ્યાં છીયે; કારણ કે આ મુલક તદનજ નવો અને નવા પ્રકારનો મને લાગે છે. પણ આએ હરણની અત્રે હાજરી જોવાથી મને લાગે છે કે નજદીકમાં પાણી હશેજ અને આપણા ખોરાકમાં આવી શકે તેવાં ફુલ અથવા ભાજી ઉગતાં હશે."

પહેલાં તેઓએ કોથળીમાંથી પાણી કહાડી હાથ મહોડું ધોયું અને તે પછી તેઓ હરણને વેતરી તેનું અખંડ ચામડું ઉતાર્યું, થોડું માસ તેઓએ ખાધું; બેશક કાચુંજ ખાધું અને કેટલાક માસને લાંબા ટુકડા કરી તડકામાં સુકવવા મુકયું. (તે

પછી સુલેમાન બોલ્યો; "હવે આપણે આ તરફ તપાસ કરવા નીકળશું. ચાલ, મારી સાથે."

બને આગળ ચાલ્યાં. દુર કેટલાંક પક્ષીઓ ઉડતાં જણાયાં જે પક્ષીઓ તે જગાએ જમીન તરફ ઉતરતાં હતાં અને પાછાં હવામાં ઉડતાં હતાં, આ તરફ પાણી હેવું જોઇયે એવું ધારી તે તરફ તેઓ ગયાં. અરધો માઇલ ચાલતાં એક પાણીનો ઝરો જણાયો જે પહાડની કદણુમાંથી નીકલી નીચે ખાહીમાં પડતો હતો. તે ખાહીની છેક કીનારીએ તેઓ જઇ ઉભાં. દેખાવ ઘણોજ ખુશનુમા હતો. તેઓ ઉભાં હતાં ત્યાંથી નીચે આવેલી ખાહી ઝાડી ઓથી ચીકાર ભરાયલી પડેલી હતી અને જાણે આશરે બસો ફીટના ઉંડાણમાં લીલો ગાલીચો બીછાવ્યો હોય તેવું લાગતું હતું.

બને જણાઓએ ઝરામાંથી પાણી પીધું. ઝરામાંના પાણીથી અંગોળ કરી લીધું અને મસકમાં પાણી ભરી લીધું. તે પછી સુલેમાન ખાહીની કીનારીએ બેઠો અને આસપાસ કોઇ ફુલના ઝાડ હોય તો ફુલ ચુંટી લાવવાને કુમપાલા એમ તેમ ફરવા લાગી. સુલેમાન ચુંપચુપ બેસી હસ્તે ચહેરે સઘળું જોતો હતો તેટલાં કોઇ ધાતુની જણસ જમીનપર પડીને અફડાઇ હોય તેવો અવાજ તેને સંભળાયો જેથી તે ચોંકીને ઉભો થયો અને જે તરફથી અવાજ આવ્યો હતો તે તરફ જોતાં તે ભડકયો, ઘભરાયો અજબ થયો અને પોતાનો ભાલો લઇ ટટાર ઉભો.

તેણે જોયું કે તેનાથી થોડેક દુર ખાહીની લગોલગ છેક કીનારીએ ઝોકુઝા ઉભેલો હતો જે ભાલો અકસમાતે જમીનપર પડી

જવાથી તેનો અવાજ સાંભળી સુલેમાન ચોંકગો હતો. ગોયા દુશમનની આવી પુગવાની ચેતવણી તેને ખુદરતી રીતે મળી હતી. ઓકુઝા પુર દમામમાં, પોતાના કોમી પોશાક શાથે દગ દબામાં ઉભેલો હતો અને તેના હાથમાં ભાલો તઇયાર હતો.

મારા દુશમન આખરે તું મારા હાથમાં સપડાયો, મારી આબરૂને ધુર કરનાર, મારી ધારેલી માશુકને લુટી જનાર, મને મારી કોમ અને મહજબ તરફ બેવફા બનાવનાર, મને દેશ અને મુલકથી દેશ નીકાળ કહાડનાર મારા કપાલ ઉપર સદાના નામોશીનો કાળો દાઘ લગડાવનાર અને મારા આવતા ભવીશનાંસુખને તારાજ કરવાજેવી હાલતમાં મને મુકનાર, ઓ ભટકતા ફીકા ચહેરાના પરદેશી હવે તું સપડાયો છે.''

" ઓકુઝા, તારી સઘળી કબુલાત અને સોગંદ કયાં ગયાં!" સુલેમાને પુછયું: "તે તારા મુલકનુ અને ભાઇબધ પ્રજાનું નખોદ વાળ્યું છે. તેં તારૂં પોતાનું સત્યાનાશ વાળયું છે.

" હું હેવાન નથી, શયતાન છું. કુમપાલાને જીતી જતી વખતે તું જો મારી ઉપર ભાલો ફેંકતે અને મને વીંધી નાખતે તો હું સુખી થતે. જો તેં ભાલો હું ચુકવતે તો મારી આબરૂને સહેજ નુકશાન પુગતે નહીં. પણ વરૂને મહોડે આવેલાં બકલ્યાંને બચાવવા જેવું તેં કર્યું અને હું જાણે નાચાર લાઇલાજ અકલ્યું હોવું અને તારી દયાપર આવી પડયો હોવું તેમ તે ભાલો મારી તરફ ફેંકયો નહીં અને મને નામોશા લગાડી. તુંને કુમપાલા સાથે જોતાં મારૂં કલેજું બળી ગયું છે. તુને પ્રજાનો લાડકો

બનેલો જોતાં મારી આંખમાં અદેખાઇનો આતશ જમયો છે. ઇનસપોગાની મહેરબાની તારી ઉપર ઉતરતાં જોતાં મારા જીગરમાં અંગાર વેરાઇ પડયો છે. મેં તુને મારી નાંખવાનો ઠરાવ કર્યો છે. કારમીજી મંદીરે જવાના બુગડાના મુખ આગળના નાલાંએ મને તારી પુઠે મોકલ્યો છે. તે નાલાંની નરમ જમીન ઉપર પડેલા તારા પગલાં જોઇ હું અહીં સુધી તારી પુઠે આવ્યો છું. તારી સાથે કોઇ બીજું માણસ પણ હોવું જોઇયે કારણ કે એ માણસનાં પગલાં મેં જોયાં હતાં. તે બીજું માણસ કોણ છે તે હું જાણુતો નથી, તેને હું અહીં જોતો નથી. હું તારૂં લોહી રેડશ ત્યારેજ મારા આતમાને શાંતી મળશે. તઇયાર થા! તઇયાર થા!"

ઝોકુઝાએ પોતાનો ભાલો સુલેમાન તરફ ફેંકવાને ઉઠાવ્યો પણ તે નેમ ટાંકે તેટલાં તો એક મોટો પથર તેની પીઠ પાછળથી ગબડતો આવ્યો અને તે પથરથી પસાર થઇ ગયો. ઝોકુઝાએ ચોંકીને પાછું ફરીને જોયું અને કુમપાલાને તે તરફ ઉભેલી દીઠી. તે ધભરાટમાં ચોંકીને બોલ્યો. "કોણ! કુમપાલા જીવતી જાગતી કે કુમપાલાનો ભુત!"

તે વધુ બોલવા પામ્યો નહીં. તે ચોંકીને હટયો અને હઠતાં તેનો પગ લપસ્યો અને ખાદીની કીનારીપરથી સમટોલપણું ખોહીને ખાહીમાં લગભગ ૨૦૦ ફીટની ઉંડાઇએ નીચે ઉગેલાં ઝાડોમાં જઇ પડયો અને નજરથી ગુમ થઇ ગયો. કુમપાલા અને સુલેમાન ખાહીની કીનારીએ અબરૂ સુતાં અને જોવા

લાગ્યાં પણ ઝોકુઆ દેખાયો નહીં. સેંકડો ફીટની ઉંડાઇએ માત્ર જાડ જાખરાં તેઓ જોઇ શકયાં.

"કુમપાલા બીજી વાર તેં મારો જાન બચાવ્યો છે" સુલેમાન કુમપાલાને બગલગીરી કરતાં આભારી લાગણીના ઉભરા સાથ બોલ્યો.

"તે મારા આવતાં ભવના સુખમાં થયલા વધારાને માટે હું બીજીવાર આભારી બનીછું. મારા ખાવંદ મારી ફરજ મેં બજાવી છે."

"આગળા એક સ્વપણાની યાદ આવી છે, કુમપાલા." સુલેમાને કહયું; "જ્યારે સીમપી અને ઇનસપોગા સાથે મને જંગબારના કીનારા ઉપર પહેલી મુલાકાત થઇ હતી ત્યારે મને ઇનસપોગાએ ઇશારો કર્યો હતો કે તે દીવસે રાતે જે સ્વપણા હું જોવું તે ઉપર મારો ખ્યાલ કરવો. તે રાતે સ્વપણા મેં જોયા હતા પણ કશો ખ્યાલ બાંધી શકયો નહીં. મેં જોયું હતું કે સુરજનું એક કીરણ મારી બગલમાં લઇ હું ચાલતો હતો અને મારી આસપાસ મુરદાના ઢગલા પડેલા હતા અને લોહીની નદી વહેતી હતી અને તડકાંથી મને બચાવવા સારૂ એક મોટું ખુબસુરત પક્ષી મારા માથા ઉપર ઉડી મારા માથાઉપર મને છાયડો કરી આપતું હતું. આ કીરણ તે આએ તમારો પવીત્ર ગણાતો હીરોછે; અને તે ખુબસુરત પક્ષી તે તું છે."

"ખરૂં છે. એ સ્વપણાની તેં એટલી તાસીર જોઇ પણ હું વધારે જોઇ શકું છું. જે મુરદાના ઢગ અને લોહીની નદીને

જોઇ હતી તે કાંઇજ નહીં પણ આપણી છેલી છાવણી આગળ આપણી ટુકડી અને પેલી છુપાઇ બેઠેલી કારમીજી વાળી ટુકડી વચ્ચે જબરૂં જંગ જાગ્યું હશે અને તેને પરીણામે મુરદાનાં ઢગ પડયા હશે અને લોહીની નદી વહી હશે."

"હોયબી તદનજ બનવા જોગ છે." સુલેમાન ગમગીન થઇ બોલ્યો.

"પણ મારા ખાવંદ, તું આએ હીરાને હવે શું કરશે !"

"હું કાંઇબી સમજી શકતો નથી. એ હીરો મારો નથી પણ તારી કોમનો છે અને તે કોમને પાછો પુગાડવાની આપણે કોશેશ કરીશું અને ત્યાં સુધી એ એક અનામત તરીકે આપણી પાસે રાખીશું." સુલેમાને કહયું.

એ તારી પાસેજ રાખજે સુલેમાન. મારી કોમને આ હીરો પાછો પુગાડવાનું નહીંબી બનશે તો મારી કોમ વાળા પોતેજ આવીને તે લઇ જશે. ભવીષમાં શું બનશે તે કોણ જાણી શકવાનું છે!" કુમપાલાએ ભરમમાં ઇશારો કીધો.

આપણે થોડીવાર ઓકુઝાને તપાસી લઇશું તે પહાડની કીનારીથી પડેલો ખાહીના તલ્યાંમાં એક મોટાં ઝાડ ઉપર જઇ પડયો અને ઝાડના ડાખલાંઓ વચે અફ્ડાઇ ઝીખાઇ જમીનપર પટકાયો. ઝાડ ઉપર પગ ભાંગી ગયા. બેહદ વેદના ખમતાં તે જમીનપર તફ્ડવા લાગ્યો. એક લાચાર થઇ પડેલા જખમી વાઘ મીશાલ તે પડી તરફ્ડી વેદનાથી બરાડ પાડવા લાગ્યો; પણ તેનું સાંભળે કોણ! આસપાસ સુમસાન હતું. ફકત પંખેરા ઉડતાં હતાં અને તરેહવાર અવાજ અને રાગથી તે સુમસાન બીયા બાન ને ખુદ-

રતના ચાલતાં એકાંત શાંત રાજ ને ખુશનુમાં બનાવતાં હતાં પણ ઓકુઝા તે જમીનને દોજખ ગણતો હતો.

તે જ્યાં પડયો હતો ત્યાંથી થોડેક છેટે તેની પાણીની પખાલ પણ પડેલી હતી જેનું મુખ મજબુત બાંધી લીધેલું હોવાથી પાણી તેમાં જલવાઇ રહયું હતું. વળી ત્યાંજ તેની ઘાસની કોથળી પણ હતી જેમાં તેણે ખોરાકીની થોડીક વસ્તુ મુકી રાખેલી હતી.

તેનાથી ઉઠીને ઉભું થવાયું નહીં. પગ તો તદનજ નીરઉપયોગી થઇ પડયા હતા, તે ફફડતો, બેહદ દુખ ખમતો, લગભગ બે કલાકે થોડાંક પગલાં જેટલું છેટું કાપી શકયો અને પખાલ લઇ તેમાંથી તેણે પેટ દચકાઇ આવ્યું ત્યાં સુધી પાણી પીધું. તે પછી તે બેહોશ થઇ ગયો. હુશીયાર થયો અને ફરીને પગની વેદનાથી દુઃખી થવા લાગ્યો. ઘાસની કોથળીમાંથી ફલ કહાડી તેણે ખાધાં અને ફરીને પાણી પીધું. આ જગાએથી બહાર નીકલવાનો માર્ગ તેને જણાયો નહીં અને જો માર્ગ જણાયબી તોબી તે માર્ગથીં ચાલીને બહાર નીકલવાને તે અશક્ત હતો.

દીવસ પસાર થયો રાત પડી અને રાત પસાર થતાં પાછું અજવાળું થયું. અતીશય દરદ અને વેદનામાં તે વખત કહાડતો રહયો અને એમ પાંચ છ દહાડા પસાર થઇ ગયા. ખોરાક ખુટી ગયો, પાણી ખલાસ થઇ ગયું. એક તો પગની બેહદ વેદના અને તેમાં ભુખ અને પીયાસનું કામ હવેજ તેને પોતાની કર્ણી અને કરતુકનો ખરો ખ્યાલ આવ્યો અને હવેજ તે ખરેખર પસ્તાવો

કરવા લાગ્યો, હવેજ તેની દગલબાજી, બેવફાઇ પાપ અને ગુનાહ તેની સાંમે આવી ઉભાં અને તે માટે તોજેશ કરી તે રડવા લાગ્યો.

આખરે તે પાછો બેહોશ થઇ ગયો ખેંચાતી જીભ અને સુકાયલાં તાલવા સાથ તે જમીનપર ચતો પડી દમ ખેંચવા લાગ્યો. ઘડીભર હોંશમાં આવતો અને પાછો કલાકો સુધી બે હોશ પડતો. અતીશય બળવાન કાઠી અને જોરેમંદ અંગ હોવાને સબબે તે લાંબો વખત સુધી, બલકે દીવસો સુધી જીવતો ટકી રહયો અને તેનું બદન છોડીને તેનો જાન ઉડી જવાની આનાકાની કરતો હોય અને તેમ કરી તેના બદનને રીબાવતો હોય તેવું તેને લાગ્યું. પણ સઘળાનું જેમ છેવટ આવે છે તેમ આ બનાવનું પણ આવ્યું.

ખુદરતનાં સર્વથી મોટા આશીર્વાદોમાં મોત પણ એક મોટો આશીર્વાદ છે અને તે આશીર્વાદ તેની ઉપર ખફા થયલી ખુદરતે આખરે દયા કરીને તેની ઉપર વરસાવ્યા અને તે મરણ પામ્યો.

વાંચનાર–યાદ કર! જે વેળા આગાહી કરનાર સીમપીની આગળ બેહોશ પડયો હતો અને મરણ પામવાની અણી ઉપર હતો ત્યારે તે જબકી ઊઠયો હતો અને પોતાના ભવીષમાં જોવાની શક્તીને આડી આવેલી ભીંત ભાંગી પડેલી તેણે જણાવી હતી. જે ઘડીએ આ ઝાડીની દુર દરાજ એકાંત જગામાં ઝોકુઝા મરણ પામ્યો હતો તેજ ઘડીએ પેલી તરફ આગાહી કરનાર જબકી ઉઠયો હતો અને ઝોકુઝાના મરણથી અટકાવ નાંખનારી

ભીંત ભાંગી પડેલી તેણે જણાવી હતી.

ઝાડીમાં એ કુઝા પોતાનાં છેલ્લા દીવસો બેહદ દુઃખ વચ્ચે પસાર કરતો હતો તે વેળા સુલેમાન અને કુમપાલા પોતાની મુસાફરીએ બલકે કયાં જવું તે ગણ્યા-અગાઉ વધ્યાં જતાં હતાં. દીવસોની કષ્ટભરી મુસાફરી કરવા પછી તેઓને એક મોટી વનજાર સામે મુલાકાત થઈ અને તે વનજારવાળાઓએ તેમને આશરો આપ્યો અને કપડાં આપ્યાં. તે વનજારવાળાઓથી સુલેમાન સમજી શકયો કે જંગબાર તરફ તેઓ જતા હતા અને તેઓ માંહેલા કોઇ ભાગમાં હાથીદાંત વગેરે જણસો લેવાને ગયા હતા, સુલેમાને પોતાનો હેવાલ બનતાં સુધી ટુકમાં અને ભરમમાં આપ્યો. દોઢ મહીનો મુસાફરી કરવા પછી તેઓ સઘળાં જંગબાર આવી પુગ્યાં અને લગભગ નવ-દશ મહીનાની ગેરહાજરી પછી સુલેમાન જંગબાર મધે દાખલ થયો અને પોતાની ધણીઆણી સાથે પોતાને ઘરે ગયો.

કુમપાલા અને સુલેમાન પોતાનાં ઘરમાં મંડાઇ ગયાં અને સુલેમાન પોતાના તથા કુમપાલાના ગળાં માહેલા સોનાના હાર કહાડી તે વેચી નાણું ઉપજાવી પોતાનો અને કુમપાલાનો ગુજારો ચલાવવા લાગ્યો. બીજા છ સાત મહીના વહી જતાં કુમપાલાએ એક બેટાનો જનમ આપ્યો.



# પ્રકરણ ૧૪ મું.



## લાંબા બાલની બુઢયા.

ઇનસપોગા અને સીમપી એકવાર જંગબારમાં વેપાર માટે આવી ગયા હતા એમ સુલેમાન જાણુતો હતો માટે તેણે એવીજ ઉમેદ રાખી કે ફરીને તેઓ ત્યાં તેવાંજ કામ સર આવશે અને તે વેળા તેમની મુલાકાત થશે. પણ તે આશા તેની ફળી નહીં. કોરઝુલુ મુલક તરફ જવાનો સુલેમાને અને કુમપાલાએ એક બેવાર વીચાર કર્યો પણ તે તરફનો માર્ગ તેઓ જાણતાં હતાં નહીં અને જંગબારના કોઇબી રહેવાશી અથવા જંગબારમાં આવતો કોઇબી મુસાફર તે મુલકથી અથવા તે મુલક તરફ જવાના રસ્તાથી માહીતગાર હતા નહીં માટે તેઓ પોતાની ઉમેદ પાર પાડી શકયાં નહીં.

સુલેમાનનો દીકરો બે વરસનો થયો જેનું નામ ઇબ્રાહીમ રાખવામાં આવ્યું. પણ તે બે વરસો દરમ્યાન સુલેમાન ઉપર એક બીજી મોટી આફત આવી પડી. જેબી ધંધો તેણે કીધો તેમાં તેને ખોટ ખમવી પડી; તેનું ઘર તુટી પડયું અને ભાડેના ઘરમાં જઇને રહેવું પડયું. વળી અવાર નવાર નાદરૂસ્ત તબીયત અને બીમારીથી તે હેરાન થયો. એ સઘળી કમનસીબીઓમાં કુમપાલાના મદદ અને દીલાસો તેને ઘણા કીંમતી થઇ પડયાં પણ આખરે તે તેનો ટેકો પણ તુટી ગયો. કુમપાલા બીમાર પડી

અને ફકત બે ત્રણ દીવસની બીમારી ભોગવી મરણ પામી. સુલેમાન નાસીપાસ થઇ ગયો અને જીવ અને જીંદગી તેને અકારાં થઇ પડયાં. તેને જીવવા ગમ્યું નહીં. પણ પોતાનાં ફરજંદને ખાતર તેને જીવ અને જીંદગીને જોડી રાખવાની ફરજ વીચારી. બીજાં પાંચ વરસ તેણે જંગબારમાં ગુજારયાં જે અરસામાં તે તદનજ ફેરવાઇ ગયો, જવાની જાણે પસાર થઇ ગઇ હોય તેમ ઘરડો દેખાવા લાગ્યો અને કુંજરો બરીયલ બની ગયો. પણ જંગબાર અને આફ્રીકામાં તેને હવે રહેવા ગમ્યું નહીં માટે હીંદુસ્તાન તરફ જતાં એક વહાણમાં તે ખલાસી તરીકે નોકરી રહયો અને પોતાના દીકરાને લઈ તે હીંદુસ્તાન તરફ રવાના થયો. તેનો દીકરો ઇબ્રાહીમ તેનાજ જેવો ગોરો ઘટમારો અને ચંચલ હતો જેથી સઘળા વહાણ ઉપરના માણસો તેની તરફ પ્રીત દેખાડતાં હતાં. પણ સુલેમાનને તેના ગોઠયા ખલાસીઓ અને બીજાઓ મશકેરીમાં "લાંબા બાલની બુઢયા" ને નામે ઓળખાવવા લાગ્યા કારણ કે સુલેમાનના કોઇબી સ્ત્રીને અદેખાઇ ઉપજાવે તેવાજ લાંબા બાળ જોઇને અને તેનો જવાનીમાંજ ઘરડો થઇ ગયલો ચહેરો જોઇને આ નામ તેને બંધબેસ્તું હતું એમ તેના ગોઠયાઓ માનતા હતા.

વહાણ મુંબઇ આવી પુગ્યું અને સુલેમાન પોતાના દીકરા સાથે કીનારે ઉતરયો. તે દીકરાની ઉમર આ વેળા સાત વરસની થઇ હતી મુંબઇ ઉતરતાંજ એક મોટી વનજાર દખણ હેદરાબાદ તરફ જનાર હતી એવી તેને ખબર મળી. તે વેળા હીંદમાં શાંતી

અથવા સુલેહ હતી નહીં પણ હારેહાર લડાઇ ચાલતી હતી. સુલેમાને તે વનજારમાં નોકરી મેળવી અને મુંબઇથી હેદરાબાદ જવાને તે પોતાના દીકરા સાથે તે વનજારમાં જોડાયો. વનજારમાં એક મોટો તવંગર વેપારી હતો જેણે સુલેમાન તરફ ઘણી દીલસોજી દેખાડી અને સુલેમાનના દીકરા તરફ ઘણી પ્રીત દેખાડી. તે વનજાર મજલ કાપતી આગળ વધી અને હેદરાબાદની નજદીકમાં આવેલા કસબા બેગમપેટથી થોડેક દુર જઇ પુગી પણ તે અરસામાં આ વનજાર ઉપર એક મોટી આફત વરસવા લાગી. વનજારમાં કોલેરાનો રોગ ફાટી નીકળ્યો અને ટપોટપ માણસો મરવા લાગ્યાં.

અફસોસ ! સુલેમાન તે રોગનો ભોગ થઇ પડયો. ફકત ચાર કલાકની બીમારીમાં તે મરણ પામ્યો. જેઓ માણસ વનજારમાં મરણ પામતું તેને કાંઇ પણ ક્રીયા કરવા વના તેના બદન પરના સઘળાં કપડાં સાથે તેમનું તેમજ દાટી દેવામા આવતું હતું માંટે સુલેમાનની લાશને પણ એક ઉંડો ખાડો ખણી દાટી દેવામાં આવી અને સુલેમાનના દીકરા ઇબ્રાહીમને પેલા વેપારીએ પોતાના આશરા હેઠળ લીધો આખરે તેઓ સઘળા હેદરાબાદમાં જઇ પુગ્યા અને ઇબ્રાહીમને પેલા વેપારીએ પોતાનીજ નોકરીમાં રાખ્યો.

પણ ત્યારે પેલા હીરાનું શું થયું !

આગળ હી કહનારે જણાવ્યું હતું કે તે હીરો મુર્તીની આંખમાં બેસાડવામાં આવે તોજ તે સઘળાઓને આશીર્વાદ આપે પણ જે ધણી તેને પોતાની પાસે રાખી મુકે તેને તે શ્રાપસમાન થઇ પડે;

તેજ મુજબ બન્યું. તે હીરો સુલેમાનની પાસે રહેવાને સબબે તેને કમનસીબી નડતી ગઇ, અને આખરે તે જંગલ વચ્ચે પરાયા માણસને હાથે દફન થયો અને પોતાના બાલના ચોટલામાં તે મહાન નામ- ચીન અને કરોડો રૂપ્યાની કીમતનો હીરો લઇનેજ સદાને માટે કબરમાં સુતો.

સુલેમાને ફકત તે હીરાની પાસબાની કરવા કાજેજ પોતાના માથાના બાળ મોટા રાખ્યા હતા. તે બાલમાં તેણે તે હીરો જાળવી મુકયો હતો અને વરસો સુધી તેની તેણે જતન લીધી હતી. તે હીરો પોતાની પાસે રાખે તેને કમનસીબી નડે એવી આગાહી કરનારે ચેતવણી આપી હતી છતાં તે કમનસીબીની દરકાર કર્યા વના આ બહાદુર ઇમાનદાર ઇસ્લામીએ હીરાને પારકી માતા ગણી જાળવી રાખ્યો હતો.

તે મરણ પામ્યો ત્યારે છેલ્લો દમ ખેંચતાં બરબડયો; "ઓ મારા પરવરદેગાર, આ હીરો પારકી મતા છે અને તે એક પવીત્ર વસ્ત તરીકે મેં જાળવી રાખ્યો છે; તેના માલેકોને કોઇબી દહાડે પુગાડવાની મેં હમેશાં યકીન દારીથી આશા રાખી છે. તું–ખોદા તું આ હીરો તેના માલેકોને પુગાડવામાં મદદ કરજે અને મારી આ યકીન-દારીના બદળામાં એટલીજ મહેરબાની કરજે કે મારો બેટો અને તેની ઓલાદને તે ફળે અને સુખી થાય."

બસો વરસ વહી ગયાં !

આ બસો વરસમાં શું થયું, કેવો સુધારો થયો, વધારો થયો, હીંદનો દહાડો કેમ ફર્યો. લડાઇની જગાએ સુખ શાંતી અને

સુલેહ કેમ દાખલ થઇ, મારફાડ અને લુટફાટને બદલે સમાધાની અને બંદોબસ્તનો કેમ અમલ બેઠો, અંધેર રાજને બદલે કેમ અદલ રાજ ચાલુ થયું પગની મુસાફરીની દેહશતને બદલે રેલ જેવી મુસાફરીની કેમ સગવડ મળી, રોશની પાણી અને સુખ શાંતીનાં કેમ સુખો મળ્યાં; તે સઘળું વર્ણવવાની કંઇ જરૂર નથી. આપણી આ કથાનો પહેલો લાંબો ભાગ અત્રે પુરો થયો છે; હવે બીજો પણ નાનો ભાગ બાકી રહયો છે.



## પ્રકરણ ૧૫ મું.



## સુલેમાનની ઓલાદનો મોહબ્બત

૨૦૦ વરસ વહી ગયાં!

૧૯૧૦નું વરસ હતું. દખણ હૈદરાબાદમાં ચદરઘાટમાં આવેલાં એક નાનાં પણ સુંદર સુઘડ મકાનમાં એક મેહોમેદન જવાન્યો રહેતો હતો. તેની ઉમ્મર આશરે ૨૩ કે ૨૪ વરસની હતી. નામદાર નીઝામ મહેબુબખાંનું લોકપ્રીય રાજ્ય ચાલતું હતું અને સુધારા વધારામાં હૈદરાબાદ આગળ થતું જતું હતું. કેળવણીનો મોટો ફેલાવો થયો હતો જેના પ્રતાપે આ નાના મકાનનો માલેક જવાન મેહોમેદન મહોબ્બતખાં મેટ્રીકયુલેશનની પરીક્ષા પસાર કરીને એક મોટી ઝવેરીની દુકાને નોકરી રહયો હતો અને રૂ. ૧૦૦નો પગાર પાડતો હતો. તે ઝવેરાતની બાબતમાં

ઘણો ચંચલ અને હુશીયાર હતો અને તેથીજ આટલી નાની ઉમરે હૈદરાબાદ જેવા શહેરમાં તે રૂ. ૧૦૦ ની નોકરીએ રહયો હતો. તે સંપુરણ રીતે પ્રમાણીક હતો, પોતાના માલેકો તરફ વફાદાર હતો અને બીજી તરફ તેના માલેકો તેની સમજદારીની પીછાણ કરી શકતા હતા અને તેની ઝવેરાતના વેપારમાં મળતી મદદની કદર બુજતા હતા.

મહોબતખાનનું ઘર નાનું હતું પણ ઘણું સફાઇદાર અને સુઘડ હતું. ઘરના આંગણામાં નાનો બગીચો હતો જે બગીચાની જતન મહોબતખાં પોતેજ પોતાના હાથે લેતો હતો. ઘરમાં એક નોકર રાખેલો હતો જે સઘળું કામકાજ કરતો હતો, તે એવો ખુબસુરત અને દેખામણો હતો કે જ્યારે તે સ્કુલમાં જતો હતો ત્યારે મહોબત-મડમને નામે તેનું "નીક નેમ" પાડવામાં આવ્યું હતું.

મહોબત આગલા બસો વરસની વાટ ઉપર થઇ ગયલા સુલેમાનની ઓલાદથી ઊતરી આવેલો હતો. તે સુલેમાન પોતાની જીંદગી દરમ્યાન શું કરી ગયો હતો તે આ જવાન મહોબત ઝાઝું જાણતો હતો નહીં, અગર સુલેમાનની તે સઘળી તવારીખ હાલના સુધરેલા અને આગળ વધેલા વીચારનાં મહોબતખાંને કોઇ કહેતે તો મહોબત તે વાત ખરી તરીકે માનતેઓ નહીં અને બેશક હસી કહાડતે અને એક જોડી કહાડેલી કહાણી અથવા કોઇના ખ્યાલમાંથી ઉપજાવી કહાડેલી કથા તરીકેજ લેખતે.

મહોબતનો માલેક હીરાચંદ દેવજી હતો અને તે ઘણોજ ભલો અને લાયકીવાળો હતો. રાજવાડાઓમાં તે બરાબર રીતે જાણીતો

થયલો હતો અને ઝવેરાતના આખાં હીદુસ્તાનના આગેવાન ગણાતા વેપારીઓમાં તે એક હતો, તેને જ્યાર ત્યાર પ્રદેશ જવું પડતું હતું અને તેવા વખતે પોતાનુ સઘળું કામકાજ અને દુકાન તે મહોબતને સોંપી જતો અને જ્યારે પાછો ફરતો ત્યારે મહોબતે કરેલાં કામકાજથી તે ઘણોજ સંતોષી તે ઘરડો હતો માટે હવે તેનાથી બહારગામ ઝાઝુ જઇ શકાતું હતું નહીં માટે બહારગામ જવાનું કામ હવે તે મહોબતને સોંપવા લાગ્યો. મહોબત ઇમાનદારીથી કામ બજાવી પોતાના શેઠનો વહાલો થતો ગયો અને તેના શેઠનો ધંધો વેપાર વધારે ધીકતો અને ખીલતો ગયો.

એકવાર મહોબતને ઝવેરાતની ખરીદી અને વેચાણ માટે હીરાચંદે મુંબઇ રવાના કીધો. મહોબતના જવા પછી એક નવાબ હીરાચંદની દુકાને આવ્યો. આ નવાબ જેનું નામ દેલાવરખાં હતું તેની સાથે હીરાચંદને ઘણા લાંબા વખતની ઓળખાણ અને દોસ્તી હતી. હીરાચંદે તે નવાબને આવકાર દીધો અને નવાબે કહયું: "મને લીલમની જરૂર છે. થોડાક દેખાડશો?"

"મોટી ખુશી સાથે, અંદરના ઓરડામાં પધારો."

નવાબ ઓરડામાં ગયો અને બેઠો. હીરાચંદ લીલમ લાવ્યો અને તે જોતાં અને કીંમતના ભાવની પડણ થતાં વાત ચાલી.

"આજે તમારો નોકર મહોબત કેમ નથી દેખાતો?"

"તે મુંબઇ ગયો છે. તેને મેં અગતના કામે મોકલ્યો છે."

"મહોબત; તમારા આ ધંધામાં ઘણોજ ખીલી નીકળ્યો છે

અને ઘણી ચંચલાઇ દેખાડે છે. મેં ઘણીવાર નવાબોને પણ બોલતાં સાંભળ્યા છે કે મહોબત જે નંગની આંકણી કરે છે તેમાં ભુલચુક આવતી નથી."

"ખરી વાત છે સાહેબ, એની નજર હીરા અને નંગના આબમાં ઘણીજ ઠરી ગયલી છે. આટલી જવાન વયે આવી સમજદારી ધરાવનાર માણસને મેં આજ લગણ જોયો નથી. કોઇ-વાર હુંબી ભુલ કરૂં અને થાપ ખાઇ જાવું પણ એ કોઇ દહાડેબી ચુકે નહીં. ખરૂં પુછાવો તો હું એને અરધે ભાગેબી આવું નહીં. મારો દીકરો એના કરતાં વધારે મોટી ઉમરનો છે પણ તેના કરતાં ઘણીજ ઓછી સમજ ધરાવે છે. એને મેં મુંબઇ મોકલ્યો છે અને મને લાગે છે કે પાછું ફરતાં એને ત્રણ મહીના ઓછામાં ઓછા લાગશે પણ તે ત્રણ મહીનામાં મારૂં કામ બરાબર તકેડાબંધ બજાવી આવશે એવી મારી પુરેપુરી ખાત્રી છે, નવાબ સાહેબ." હીરાચંદે જણાવ્યું.

"ત્યારે આવો ભલો, આવો યકીનદાર, આવો સમજદાર, અને દરેક રીતે સારા સદગુણો ધરાવનારા એક મદદનીશને તમો ફકત રૂ. ૧૦૦ નો માસિક પગાર આપ્યોછે એ શું વાજબી છે!"

"વાજબી છે-હું જે કરૂં છું તે વાજબીજ છે નવાબ સાહેબ, અને તેમ કરવાનું મને ઘણુંજ સારૂં કારણ છે." હીરાચંદે જવાબ દીધો.

"ત્યારે તે કારણ જાણવાની મનેબી રજા મળશે!"

"અલબતાં, તે જાણવાનો તમોને હક છે, નવાબ સાહેબ.

જ્યારે મહોબ્બત ૧૯ વરસનો હતો યાને આજે પાંચ વરસની વાત ઉપર તેને પરીક્ષા પસાર કીધી હતી ત્યારે તમો સાહેબની ભલામણ ઉપરથી મેં એ છોકરાને મારે ત્યાં રૂ. ૩૫ ના પગારે નોકરી રાખ્યો હતો તે પછી એકજ વરસમાં એના સઘળા ગુણો અને ધંધાની સમજદારી માટે મારી એવી તો ખાત્રી થઇ ગઇ કે મેં એનો પગાર વધારીને રૂ. ૫૦ નો કર્યો. તે પછી એને જુદું ઘર માંડયું અને એખલો રહેવા લાગ્યો ત્યારે મેં રૂ. ૭૫ નો પગાર આપતો કર્યો અને એને ઘર માંડવા અને ચલાવવા માટે રૂ. ૩૦૦ ની રકમ ભેટ આપી. એ સઘળું તમો જાણો છો દેલાવરખાં નવાબ સાહેબ. તે પછી પાંચ અને દશના વધારાથી મેં એને રૂ. ૧૦૦ નો પગાર આપતો કીધો છે પણ હું જાણું છું કે રૂ. ૩૦૦ ના પગારને લાયકનો એ છે. પણએ એખલો છે અતુલો છે, બાપ, માંય, ભાઇ, બહેન કોઇ નથી; એ પરણેલોબી નથી. એની ઉપર એ જાતી આંકોશ રાખી શકે, કોઇ બીજાનો આંકોશ કે ધાક એની ઉપર નથી. ત્યારે એને જો વધુ મળે તો આવી નાની ઉમર તે વધુ મળતી રકમનો ગેરઉપયોગ કરે તેવો મને ભય છે. હમણા એ ઘરના ખરચ પાછળ રૂ ૮૦ થી રૂ. ૮૫ ખરચે છે પણ જો ૧૦૦ થી વધુ આપું તો વધુ રકમને એ બચાવે કે ઉડાવે. પણ બચાવશેજ એવી જામીનગીરી શું છે! એના દોસ્તો સઘળાજ સારા છે અને સઘળાઓ એને સારેજ માર્ગે ચલાવશે એવી ખાત્રી કેમ મળે? માટે મેં એને લાયકનું અને એના હકનું જે કાંઇ છે તે અલગ રાખ્યું છે. મારા ચોપડામાં એનું

ખાતુ પાડી મુકયું છે અને આજ લગનમાં દર મહીને રૂ ૨૦૦ તેમાં હું જમા કરતો જાઉં છું, તેનું દર ૧૭ મહીને વ્યાજ ખેંચીનેઉમેરૂં છું અને તેમ કરતાં આજે એને નામે રૂ. ૭ હજારની રકમ એકઠી થઈ છે. પણ આ ચાલુ વરસમાં મેં ઘણા મોટા ટડાકા માર્યાં છે અને તેમાં મારે કબુલ કરવુ જોઇયે કે મહોબત-ખાંની મદદ નહીં હતે તો આ ચાલુ વરસમાં હું જે કમાયો છું તેથી અરધે ભાગે પણ કમાતે નહીં તેટલા માટે એને ચાલુ વર-સની આખરીએ એક મોટી રકમ આપવાનો ખાસ ઠરાવ છે. એ મુંબઇથી આવે કે તરતજ એને લગન કરવાને હું સમજાવીશ અને એ લગન કરશે તે પછી એના રૂ. ૧૦ હજાર અને મારી તરફના રૂ. ૧૦ હજાર મારા નાના દીકરાને આપી એ બંનેને જુદી દુકાન ભાગમાં કહાડી આપવાનો મારો ઠરાવ છે. નાના પાયા ઉપર એ લોક કામ ચલાવશે, માલ જોઇશે તો મારી દુકા-નેથી એઓ લેતા જશે અને મહોબતની મદદ પણ મારી દુકાનમાં મળતી રહેશે."

"ઘણો નેક વીચાર છે હીરાચંદ શેઠ, ઘણો નેક વીચાર છે." નવાબે કહયું, "એ મહોબત તરફ અમારાં કુટુંબની ઘણી પ્રીત છે. ઘણા વરસોની વાત ઉપર મારા જીનતગુજીન વડવા કોઇ પરદેશથી હેદરાબાદ આવતા હતા ત્યારે આ મહોબતના બાપના બપાવા નામે ઇબ્રાહીમને પોતાના આશરામાં તેવણે લીધો હતો. તે વેળા ઇબ્રાહીમ આઠ નવ વરસની ઉમરનો હતો અને રસ્તામાં એકાએક તેનો બાપ મરણ પામ્યો હતો જેથી તે તદન નાવારસ થઇ પડેલા છોકરાને મારા વડા દાદાએ પોતાની

સાથે રાખ્યો ત્યારથી ઇબ્રાહીમની ઓલાદ મારા કુટુંબમાં મુલાજીમ તરીકે કામ બજાવતી રહી. મારા વખતમાં આ મહોબતનો જનમ થયો અને એને કેળવણી લીધી અને હમણા સ્વતંત્રપણે નોકરી રહી પોતાનો ગુજારો ચલાવે છે. એની તરફ મારી ઘણી પ્રીત છે અને એની શાદી મારા સગપણમાં એક ગરીબ પણ મારીજ તોબમના ઉચ કુટુંબની છોકરી સાથે કરવાનો મારો ઇરાદો છે. એમને ગરીબાઇમાં નહીં રાખવા એવી મારી ઉમેદ છે અને તેટલા માટે એના લગન થશે ત્યારે હું મારી ગીરોથી રૂ. ૧૦ હજાર આપીશ જેથી તમારી તરફની અને મારી તરફની રકમ મળી તે રૂ. ૨૦ હજારની થઇ શકશે. તમો તમારી આ દુકાન આ ધંધો તમારા વડા દીકરાને આપશો અને તમારા વડા દીકરાને એની ઉપર હક છે. તમારા નાના દીકરાને રૂ. ૨૦ હજાર આપજો અને મહોબતના વીશ હજાર મળીને ૪૦ હજારમાં એવો ચાર લાખનો ધંધો કરી શકશે.

"એ ગોઠવણ કબુલ છે નવાબ સાહેબ. એમાં મને અને મારા નાના દીકરાને પણ લાભ છે. મહોબતને મુંબઇથી આવતાં લગભગ ત્રણ મહીના થશે અને તે પાછો ફરશે તે પછી આપણે મળીને વાત કરી સઘળું ગોઠવી દેશું."

"ઇનશાહઅલ્લાહ!" નવાબ બોલ્યો; "ખુદા ચાહશે તો આપણી ગોઠવણ પાર પડશે અને સઉને ફાયદો થશે."

"પણ નવાબ સાહેબ એક સવાલ પુછવાની રજા માંગું છું."

"પુછો-ભલે પુછો-રજા શાને માંગો છો!"

"મેં મહોબતને જોયો તપાસ્યો તે ઉપરથી મને એવું લાગે છે કે એ ઘણા આગળ વધેલા અને સુધરેલા વીચારો ધરાવે છે. તમોએ પસંદ કરેલી છોકરી એ પોતે કબુલ કરશે નહીં તો!"

"મેં સઘળા રંગ ઢંગ જોયા છે હીરાચંદ શેઠ." નવાબ હસીને બોલ્યો; "જે છોકરી સાથે એને ગોઠવવાનો અમારો વીચાર છે તેની સાથે એ મહોબતને અત્યાર અગાઉની મહોબત બાજી ચુકી છે. મેં તે જોયું છે અને હું સઘળું સમજી ગયો છું. મારા કુટુંબમાં જનાનાનો રીવાઝ છે પણ મહોબત અને પ્યાર જ્યાં પોતાની ખરી અને સાચ્ચી નીયતથી પ્રગટ થાય ત્યાં પહાડની દીવાલબી તુટી જાય. એ બે જણા પરણશે તો સુખી થશે એમ હું ખાત્રીથી માનું છું."

"ત્યારે તો લો ઇશ્વરનું નામ અને કરી નાંખો આ કામ." હીરાચંદ ખુશી થઇને બોલ્યા.

આ પછી પોતાને જોઇતાં માલ ખરીદીને નવાબ દેલાવરખાં રવાના થયો અને હીરાચંદ પોતાનાં કામ ઉપર રોકાયો.

જ્યારે આ તરફ મહોબતખાંને માટે તેના મુરબ્બીઓ અને ખેરખાઓ તેના ભલાંને માટે આવી ગોઠવણ રચતા હતા ત્યારે મહોબત પોતે શું કરતો હતો તે આપણે જોઇયે. તે મુંબઇમાં જઇ પુગ્યો અને એક વચલે વાંધેના હોટલમાં તેણે ઉતારો લીધો.



## પ્રકરણ ૧૯ મું.



### ઝામુઝી.

મહોબત કાંઇ આએ વખત પહેલીજવાર મુંબઇમાં આવ્યો હતો નહીં. તે ગયાં પાંચ વરસમાં ઘણીવાર મુંબઇ આવી ગયો હતો અને મુંબઇના મોટા ઝવેરીઓ સાથે તેને ઓળખાણ પડી હતી અને સઘળાઓ તેને માટે માન ધરાવવા લાગ્યા હતા. મહોબત મુંબઇ આવ્યો તેને બે ત્રણ દીવસ થઇ ગયા પણ તે અરસામાં એક નોંધી લેવા જોગ બનાવ બન્યો.

એ અરસામાં મહોબત ઝવેરી બજારમાં ઘણો ખરો વખત ગુજારતો હતો એકવાર તે એક વેપારીની પેહેડીપર બેસીને વાત કરતો હતો તેટલાં એક સોમાલી અથવા આફ્રીકન જેવો માણસ પહેડીની સામી બાજુએથી પસાર થયો. તેણે મહોબતને જોયો અને તરતજ તે ઉભો રહી ગયો અને મનસે બરબડયો.

"એજ, બરાબર પટો મળ્યો. આગાહી કરનારે આપેલી સઘળી નીશાની આબાદ મળે છે. આહ! મહાન મુર્તીના પગ ઉપર કોતરેલું ડોકું જાણે જીવતું જાગતું મારી સામે હાજર થયું છે. મહાન સુલેમાનની ઓલાદથી ઉતરી આવેલો આ છોકરો પોતાના તે ભાગ્યશાળી વડવાનો હુબહુ ચહેરો લઇ આવ્યો છે. બરાબર એના જમના ગાલ ઉપર તલ છે અને ડાબા કાન આગળ લાછણ છે. એજ તે–મારી અને આખી કોરઝુલુ કોમની મુરાદને

પુરી પાડનાર-સેંકડો વરસોની આશા ને ફળદરૂપ કરનાર-મારી કોમના હુજારો માણુસોના આશીશ મેળવનાર છોકરા-તુંમને મદદ કરશે-તું મદદ કરે અને મને જશ મળે એવી મારી દુવા ગુઝારીશ."

તે આફ્રીકન જેનું નામ ઝામુઝી હતું તેણે પહેડીના માલેક સાથે વેપાર સંબંધી અને બજારમાં બોલાતા ભાવો સંબંધી કેટલીક વાતચીત કીધી અને પછી કહયું. "આએ સામેની મુળચંદ કસ્તુરની પહેડીપર જે મુસલમાન બેઠો છે તે તો કોઇ નવો લાગે છે. મેં તો એને બજારમાં આજેજ પહેલો જોયો."

"હા આગા સાહેબ, એ હેદરાબાદથી આવેલો છે ત્યાંની હીરાચંદની નામી પેઢીનો એ વડો કારભારી છે."

"ઝવેરાતની પરીક્ષાઓ કરી શકે છે!"

"ઘણીજ સારી રીતે. આટલી નાની ઉમરમાં અમારા જેવા ઘરડાને પાણી પાય છે. હું તો કહૂ છું કે હીરાની પરીક્ષામાં એની કોઇ જોડી હશેજ નહીં. વળી ઇમાનદાર અને પ્રમાણીક છે."

"ત્યારે બહાર ગામનો મુસાફર છે. કોઇ મુસાફરખાનામાં ઉતર્યો હશે."

"મુસલમાનો માટે નવાં નીકળેલાં મોટાં હોટલમાં ઉતર્યો છે. ગઇ કાલે હું એને હોટલમાં મલવા ગયલો અને કેટલોક સોદો કરી આવેલો."

"એનું નામ શું!"

"મહેબૂબખાં જમાલખાં. ઘણો ભલો છે. બે ઘડી વાત કરો

તો તમારો જીવ ખુશ થઇ જાય આગા સાહેબ. ધરાકોને એવી મીઠી મીઠી વાતોથી શીશામાં ઉતારી લે કે તમો પણ જોઇને દંગ થઇ જાઓ."

બીજી ત્રીજી વાતચીત કરીને ઝામુઝી ત્યાંથી રવાનો થયો.

ઉપલો બનાવ બનવા પછી બીજે દહાડે સુવારે મહોબતખાં પોતાના હોટલના વરંદામાં બેસી સીગાર ફુંકતો ન્યુઝપેપર વાંચતો હતો તેટલાં બે ઘોડાની એક ભપકાદાર લેંડો કરાક કરતી આવી પુગી. ખાસા સોલ હાથ ઉંચા કદાવર ઘોડાની સી-સ્પ્રીંગની ગાડીમાં એક આફ્રીકન બેઠેલો હતો. ગાડી ઉભી રહી અને તે આફ્રીકન ગાડીમાંથી ઉતર્યો અને તરતજ હોટલનો નોકર તેની આગળ દોડી ગયો. મહોબત આ સઘળો તમાશો જોતો દુર ચુપ ચુપ બેસી રહયો પણ પેલા આફ્રીકને નોકર સાથે ઘડીભર વાત કરવા પછી તે નોકર તે આફ્રીકનને ખુદ મહોબતની નજદીકજ તેડી લાવ્યો.

"સલામઅલેકુમ" મહોબત આગળ આવતાં તે આફ્રીકને કહયું.

"અલેકુમ સલામ" મહોબતે વળતો જવાબ દીધો.

"મને તમો સાહબે સાથે વાત કરવી છે."

"ફરમાવો. ગમે તો અહીં બીરાજો અને ખુશી પડે તો મારા કમરામાં પધારો. તમારી સેવામાં હું હાજર છું સાહેબ."

"અહીંજ બેસીને આપણે વાત કરીશું." તેણે કહયું.

તરતજ એક ખુરશી મંગાવી અને તે ઉપર તે આફ્રીકન બેઠો અને વેટરને કાફી લાવવાનો તેણે હુકમ આપ્યો.

મહોબતે જોયું કે તે આફ્રીકન ૭ ફીટથી વધુ ઉંચાઇનો કદાવર જોરાવર મજબુત કાફીનો હતો અને આશરે ૫૦ વરસની ઉમરનો લાગતો હતો. તેણે જંગબારના વેપારી જેવો પોશાક સજેલો હતો અને શુદ્ધ ખુલ્લી ઉરદુ ભાષા ઘણી સફાઇથી બોલતો હતો.

"હું જંગબારથી આવ્યો છું અને મારે કેટલાંક ઝવેરાત વેચવાં છે—મારૂં નામ ઝામુઝી છે. બજારના વેપારીઓ મોટે ભાગે ઉલથાપ આપવાની કોશેશ કરતા મને માલમ પડયા છે. તેઓએ પહેલાં તો મને ઠગવાની કોશેશ કીધી પણ પછી જ્યારે તેઓએ જાણ્યું કે હીરા અને બીજાં નંગોની પરીક્ષા કરવાને હું પણ થોડી ઘણી શક્તી ધરાવું છું ત્યારે તેઓએ બીજી યુક્તી રચી. તેઓએ એક સંપી કીધી અને મારી પાસનો માલ ઓછા ભાવે પડાવી લેવાનો તેઓએ ઠરાવ કર્યો. પણ એ મારો માલ ચોકસ ભાવેજ વેચવાનો ઇરાદો રાખ્યો છે અને તેથી મેં મારો ભાવ બાંધી મુકયો છે. હવે મને તમારી મદદની જરૂર છે."

"મારી મદદ!" મહોબતે હસીને પુછ્યું.

"જી સાહેબ; બજારમાં મેં તમોને જોયા અને દરેકે દરેક માણસે તમારે માટે ઉંચું મત બોલ્યું છે અને નંગની પરીક્ષામાં તમો ચુનંદા છો એમ કહેવા ઉપરાંત તમો ખરા યકીનદાર અને પ્રમાણીક છો એમ પણ સઘળાઓએ જણાવ્યું છે. માટેજ હું તમારી મદદ માગું છું."

"મારાથી બનશે તેવી મદદ હું દીલોજાનથી તમો સાહેબને કરીશ." મહોબત બોલ્યો; "તમારી મુલાકાત થવાથી મને ઘણું

માન મલ્યુ છે."

આ વેળા વેટર કોફી લઇ આવ્યો અને બને જણાઓએ કાફી પીધી અને ખુશ વાત ચીતમાં વખત ગુજારયો. સીમપીની ઓલાદના ઝામુઝી અને સુલેમાનની ઓલાદના મહોબતખાં વચ્ચેની દોસ્તીનો પાયો પડયો.

આ પછી આ બને જણાઓ એક બીજાને ચાલુ મળતા ભેટતા રહયા અને ધંધામાં સાથે મળીને કામ બજાવવા ઉપરાંત બીજી રીતે પણ સાથેજ ફરવા હરવા અને ખાવા પીવા લાગ્યા. એક મહીનો પસાર થઇ ગયો તેટલાં તો તેઓ એકેકના ઘણાજ અતલગના દોસ્ત જેવા થઇ પડયા. મહોબતે દરેક રીતની મદદ ઝામુઝીને આપી અને ઝામુઝી ઘણાક નંગ સારા ભાવે તે મદદને પ્રતાપે વેચી શકયો. બીજો મહીનો પણ એજ મુજબ પસાર થઇ ગયો અને પોતાના શેઠનું સઘળું કામકાજ મહોબતે પુરૂં કરી નાખ્યું.

મહોબત હવે હેદરાબાદ જવા નીકળયો. ઝામુઝી બોલ્યો; "એરાદરે, તારી મદદ અને મહેરબાનીથી મારૂં મુબઇ માહેલું કામ હું પુરૂ કરી શકયો છું. હવે મને પણ ફુરસત છે. હું એક મહીનામાં પાછો જંગબાર રવાના થવશ અને પાછો હીંદુસ્તાનમાં આવનાર નથી. હીંદુસ્તાનમાં પહેલાજ વાર આવ્યો છું. દીલ્હી, આગ્રા, લખનો, લાહોર એ બધું તું તો મુબઇ આવ્યો તે અગાઉ હું જોઇ આવ્યો છું પણ હેદરાબાદ જોયું નથી માટે જો તારી મરજી હોય તો તારી સાથે હેદરાબાદ આવું અને ત્યાંની રચના જોવું."

"બેલાશક આવો. વાહ! એમાં પુછવાનું શું! તમો મારા ગરીબ મકાનમાં પરોણા તરીકે ઉતરશો તો મને મોટું માન મળેલું હું સમજીશ. તમો મારાં મહેમાન થશો તો મારૂં સર સરફરાઝ થશે. જરૂર એ ગોઠવણ રાખો. હું ઘણોજ ખુશી છુ."

"આપણે એકદમ સલંગ હૈદરાબાદ નહીં જઇશું. વચમાં જેવી જોવાજોગ શહેર મળશે ત્યાં ઉતારો લેતા જઇશું. તેં મને જે સઘળી તારી વાત કહી છે તે ઉપરથી હું જોવું છું કે તું ગરીબ માણસ છે અને નાનો મુસારો પાડે છે માટે એવી રીતે મુસાફરી કરતાં તુંને ખરચ પોસાવાનો નથી–પણ હું તવંગર છું. માટે આપણે હૈદરાબાદ જઇ પુગ્યે ત્યાં સુધી તું મારો મહેમાન અને જો આપણે બને હૈદરાબાદ સાથે જઇ પુગવા પામયે તો હૈદરાબાદમાં હું તારો મહેમાન એવી ગોઠવણ હોય તોજ હું તારી સાથે આવું ને નહીં તો ગોઠવણ માંડી વાળશું"

"હું ગરીબ છું એ વાત ખરી, પણ તેથી કાંઇ એમ ઠરતું નથી કે—"

"તેથી કાંઈ એમ ઠરતું નથી કે મારી મહેમાનદારી કરી મોટા ખરચમાં ઉતરી તું હેરાન થાય, કરજ કરે અને હું મારાં પોતાનાં મનમાં હલકો પડું. મારા સગના કસમ છે તુંને, મારી માંગણી ના પાડતોના. અરે અરે મહોબત, તું જાણતો નથી કે કેવા જુસ્સાથી અને કેવી જોશભરી લાગણીથી હું તુંને ચાહું છું. બોલ, કહીદે, મારી માંગણી તું કબુલ રાખે છે. હું તારા કરતાં બેવડી ઉમરનો છું અને મારા દીકરાની ઉમર તારી ઉમરના

જેટલી છે. તું એક રીતે મારા બેટા જેવો છે અને ખુદરતની મહાન શક્તી જાણે છે કે તુંને મારા દીકરા માફક ચાહું છું. બોલ મહોબત–કહે મને-તુ મારી માંગણી કબુલ રાખે છે" એવા તો જુસ્સા અને ખરી લાગણી પ્રગટ કરનારા સાચ્ચા દેખાવ સાથે ઝામુઝી બોલ્યો કે મહોબત તે જોઇને અજબ થયો.

મહોબતે કહયું: "તમારી માગણી હુ કબુલ રાખું છું."

"મહેરબાની, મોટી મહેરબાની" ઝામુઝીએ કહયું; અને તે પછી તે મનસે બર બડયો; "ઓ દેવી માતા તારી સેવા બજાવવામાં હમણા સુધીમાં તો આટી ફતેહ મળી છે-હવે બાકીનો માર્ગ ખુલ્લો કરવામાં તું મદદ આપજે-મારા કોમની આશા પાર પાડજે."

હવે તેઓએ હેદરાબાદ અને તેના આસપાસના ભાગો વીષે વાત કરવા માંડી અને બેગમપેટ બાબે વાત નીકળી ત્યારે મહોબત બોલ્યો; "એમ કહેવાયછ કે મારા કુટુંબના જે વડવા પહેલા હેદરાબાદ આવી વસ્યા હતા તેવણનુ નામ ઇબ્રાહીમ હતું અને તેવણનાં પોતા સુલેમાન હેદરાબાદ આવતાં બેગમપેંટમાં મરણ પામેલા અને તેવણની લાશને બેગમપેંટમાંજ દફના-વવામાં આવેલી."

ઝામુઝી બરબડયો: "ઓ મુર્તી માતા, તે મને મદદ કીધી, મારો માર્ગ ખુલ્લો કરી આપ્યો, હવે મને કશાણી નડતર નડ-વાની જરાણી ધાસ્તી રહી નહીં"

'સુલેમાન અસલ કયાંનો રહેવાસી હતો!"

"અસલતો એવુ કહેવાય છે તે જંગબારનો રહેવાશી હતો અને ઘણોજ હીંમતવાન બહાદુર અને ખુબસુરત હતો. કોઇ આફ્રીન છોકરી સાથે તે પરણ્યો હતો અને તેની ઓલાદથી હું ઉતરી આવ્યો છું."

"ત્યારે આપણે બેગમપેંટની પણ મુલાકાત લઇશું" ઝામુઝીએ કહયું; "ત્યાં આપણે એક બે દહાડા થોભીશું."

"ઘણી સારી રીતે ગોઠવણ થશે. ત્યાં એક મુસાફરખાનું છે અને તેના કારભારી ઉપર હું અગાઉથી લખશ તો આપણે માટે સઘળી ગોઠવણ કરી રાખશે. આપણે સાંજના પાંચ વાગે બેગમ-પેંટના સ્ટેશનપર ઉતરશુ. રાત ત્યાંજ ગુજારશું. બીજો આખો દહાડો કસબામાં ફરીશું અને બીજે દહાડે સાંજના ટ્રેનમાં બેસીને હેદરાબાદ જઇ પુગીશું." મહોબતે જણાવ્યું; "હુ મારી આ વખતની મુસાફરી ધામી કરનાર છું એમ હું મારા શેઠ ઉપર પણ લખી દઇશ અને બધો અવેજ અને નાણા અગાઉથી મોકલી દઇશ"

મહોબતે નવાં ખરીદેલાં નગ વીમો ઉતરાવીને પોતાનાં શેઠ ઉપર ટપાલ મારફતે મોકલી દીધાં અને નાણા પણ હુંડી મારફતે વાળી દીધાં અને હેદરાબાદ પાછું ફરવાની તઇયારી તેણે કરવા માંડી.

ઝામુઝીએ એક બંગલો ભાડે રાખ્યો હતો જે ખાલી કરવાની તેણે નોટીસ મોકલાવી અને ગાડી ઘોડા, ફરનીચર વગેરે સઘળું તેણે વેચી નાંખ્યું. આ પછી આ બને નવા બનેલા મીત્રો પણ

મીત્રાચારી અને સગપણ ધરાવનારા વડવાઓના કુટુંબીઓ હેદરાબાદ જવાને મુંબઇથી રવાના થયા. તેઓએ ફર્સ્ટ કલાસમાં મુસાફરી કીધી અને ઝામુઝીએ છુટ્ટા હાથથી ખરચ કરવામાં કશી વાણ કીધી નહી.

હેદરાબાદ જતાં તેઓ ઘણીક જગાએ એકેક બબે દહાડા થોભ્યા અને તેમ કરતાં તેઓ બેગમપેંટ મધે આખરે આવી પુગ્યા. મુસાફરખાંનાનો માલેક તેમને લેવાને સારૂ ગાડી લઇને સ્ટેશનપર આવી પુગ્યો હતો. બને જણા ગાડીમાં બેઠા અને મુસાફરખાના તરફ ચાલ્યા. મુસાફરખાનાની લગોલગ આવી પુગતાં ઝામુઝી ચોંકયો. તે મનસે બરબડયો:—

"આએજ તે જગા. કેવું અજબ જેવું! ખુદ મુસાફરખાનાના કંપાઉંડમાજ મરહુમ સુલેમાનની કબર! ઓહ મુર્તી માતા તારી સેવામાં મને જશ મલશેજ. સુલેમાનની લાશ જ્યાં દાટવામાં આવી હતી તે જગાની આગાહી કરનારે જે નીશાનીઓ આપી છે તે સઘળી કેવી બંધબેસ્તી જણાય છે, આએ તે મોટું ઝાડ, પેલો પહાડ જેવો પથરનો ટુકડો, આએ નાનું તલાવ. ઓહ! કેવી ખુશાલી. આ પથરની જોડમા—એ મહાન સુલેમાન—તારાં પવીત્ર હાડકાં માટી સાથે મળ્યાં છે; અહીંજ તારૂં પાકીજેહ બદન ખાખ થયું છે, અને અહીંજ અહીંજ મારી આશાનું કીરણ

# પ્રકરણ ૧૭ મું.



## કબરમાં દટાયલો હીરો.

ઝામુઝી અને મહોબતખાં મુસાફરખાનામાં ગયા જ્યાં તેમને માટે સઘળી ગોઠવણ કરી મુકી હતી. તેઓ જમી ખાઇ લાંબો વખત તાહેલાં ચલાવી સુઇ ગયા. એક ઓરડામાં તેમને માટે બે સફાઇદાર બીછાણા તઇયાર રાખેલાં હતાં. તેઓ પોતપોતાના બીછાણામાં લેત્યા.

ઝામુઝી બોલ્યો; "બેરાદર મહોબત, કોઇ વાર મારી કાંઇ સેવા બજાવવાનું તારે માથે આવે તો તે તું બજાવે કે?"

"નાહક લાંબા લાંબા ફડાકા મારવાનો મારો સ્વભાવ નથી, પણ સાચ્ચું ખરૂં ટુકમાં કહી દેવાનું હું શીખ્યો છું. હું પકી નથી કહું છું કે તમારી સેવા બજાવવાનો મને મોકો મળે તો હું મને પોતાને ભાગ્યશાળી ગણું."

"ને મારી કાંઇ મરજી થાય અને તુંને કેહું કે ફલાણું તુ કર તો તારી રાજી ખુશીથી તેમ કરે કે!" ઝામુઝીએ ફ્રીંને સવાલ પુછ્યો.

"દીલોજાનથી કરૂં. એક કામ તમો મને સોપો તો તે કામ શા માટે સોંપોછો તેબી પુછું નહીં તે કામ બજાવું, મારી રાજી ખુશીથી બજાવું."

ઝામુઝી મનસે બરબડયો; "એ ખરાં દીલથી કહે છે કે ફકત મને રાજી કરવા કહે છે તેની હવે હું તપાસ લેવું." તે મોટેથી

બોલ્યો; "મહોબતખાં!"

"જી."

"ઉંઘાઇ જા!"

મહોબત ભર ઉંઘમાંજ-તરતજ-તેજ ઘડી પડયો. ઝામુઝી પોતના બીછાણામાંથી ઉઠયો અને મહોબતના બીછાણા આગળ ગયો ફાનસ લઇ મહોબતને તપાસ્યો. તે ભર ઉંઘમાં પડેલો હતો એમ તેણે જોયું. તેને ઘંઘોળ્યો પણ જાગરૂત થયો નહીં. ઝામુઝી બોલ્યો; "મારી શક્તી જોરદાર છે અને અસર કરી શકે છે એવી ખાત્રી થઇ. એ મારી ઉપર ખરો વીશ્વાસ મુકે છે અને ખરાં જીગરથી મારી સેવા બજાવવાને રાજી ખુશીથી તઇયાર છે એવી પણ ખાત્રી થઇ. હવે કામ ઉપર વળગી જવું જોઇએ. ઉતાવળે કામ પાર પાડવું જોઇએ."

તેણે પોતાનો પોટકુલ્યો ઉઘાડયો અને તેમાંથી બે લાંબા કાળા સાલ્યા, એક નાનો પાવડો, અને એક નાની પીકાઉ કહાડી. તે પછી એક સાલ્યો તેણે પહેડી લાધો જે છેક ગલાંથી પગ સુધી પુગે તેટલો લાંબો હતો. તે પછી તે મહોબત આગળ જઇને બોલ્યો.

"ઉઠ, મહોબત, સુલેમાનની ઓલાદના ફરઝંદ ઉઠ!"

મહોબત બીછાણામાં ઉઠી બેઠો અને ઉભો થયો. તેની આંખો જાણે ઉંઘમાં હોય તેમ બંધજ હતી. "લે આએ સાલ્યો, પહેડી લે" ઝામુઝીએ ફરમાવ્યું અને તે મુજબ મહોબતે સાલ્યો પહેડયો.

ઝામુઝીએ પોતે પાવડો અને પીકાઉ ઉપાડી લીધાં અને મહોબતને કહયું, "મહોબત મારી પુઠે આવ."

તેણે બારણું ઉઘાડયું કે જે બારણા વાટે બહાર કંપાઉંડમાં ઉતરાતું હતું. અંધારૂં ફાલયાણુ હતુ. તંતોસાને પગ મુકીને ઝામુઝી આગળ ચાલ્યો અને મહોબત તેની પુઠે ચાલ્યો. મહોબતના આંખ હજી બધજ હતી. તેઓ ધીમેધીમે ચાલ્યા અને કંપાઉંડમાં છેક દુરના ભાગમાં, તદનજ એકાંત પડત જગ્યાએ આવી પુગ્યા. ત્યાં એક નાનુ ઘર હોય તેઓ એક જબરો મોટો અખડ પથર પડેલો હતો. આ પથરના નજદીક આવતાં ઝામુઝીએ કહયું; "મહોબત, લે આએ પીકાઉં અને અહાંની જમાન ખણી કહાડ, મહાન મુર્તી મદદ કરશે."

એક બોલ પણ બોલ્યા વના મહોબતે જમીન ખણવા માંડી અને પાવડાથી મટોડું બહાર કહાડવા માંડયુ લગભગ બે કલાક સુધી સખત જડપથી મહોબતે મહેનત ફાધી અને ઝામુઝી બહુજ બારીકાથી બહાર નીકળતી માટી અને પથરા તપાસવા લાગ્યા. કમરપુર ખણેલા ખાડામાં આખરે એક જીણી જમકતી ચીજ જણાઇ અને ઝામુઝીએ ખુશાલી સાથ કહયું: "આ ફતેહ! ફતેહ! બસ કર મહોબત; પેલી ચલકતી ચીજ ઉંચક અને મને આપ."

મહોબતની આંખ બંધ હતી છતાં તેણે તે ચીજ ઉચકી અને ઝામુઝીને આપી. તે ચીજ કાંઇજ નહીં પણ બસો વરસની વાત ઉપર સુલેમાનની લાશ સાથે દફન થયલો મુર્તીની આંખનો પવીત્ર હીરો હતો. આ હીરો હાથમાં લેતાંજ ખુશાલીથી ઝામુઝીની આંખમાંથી નવધાર આંસું પડયાં. તેણે તે હીરો આંખોમાં દાબયો અને પછી મહોબતને કહયું; "ખાડામાંથી બહાર આવ"

મહોબત બહાર આવ્યો. ઝામુઝી બોલ્યો; "ખાડો પુરી નાંખવામાં હવે મને મદદ કર."

અને જણાએ સપાટામાં ખાડો પાછો પુરી નાંખ્યો અને તે કામ ખલાસ કરીને તેઓ પાછા પોતાના ઓરડામાં આવ્યા, મહોબતને ઝામુઝીએ કહ્યું; "તારો સાહ્યો કહાડી નાંખ, હાથ મોહોડું બરાબર ધોઇ સફા કર અને બીછાણામાં સુઇ જા."

તે ફરમાન મુજબ મહોબતે કર્યું. જ્યારે મોહબત પોતાના બીછાણામાં પાછો સુતો ત્યારે તેની આગળ ઝામુઝી આવ્યો અને બહુજ પ્રીત અને મહોબતની લાગણીથી બોલ્યો.

"મહાન સુલેમાનની ઓલાદના ફરજંદ મહોબત, તેં આજે મારી કેવી કીમતી સેવા બજાવી છે તે તું જાણતો નથી. મારા પ્યારા, મારી કોમના વહાલા, સુખી રહેજે, સુખી થજે. હમણા સુધીમાં મારી શકતીના જોરથી તું ઉંઘમાં પડયો હતો હવે તે શકતીનું જોર હું ઉઠાવી લઉં છું, તું તારી કુદરતી ઉંઘમાં આરામ કર; નીરાંતે નીંદ ખેચ."

મહોબતે જરા સહેજ સજાગરૂ થઇ હાથ પગ ખેંચી આળસ મરડી, કોર વાળી અને તે પાછો ઉંઘમાં પડયો.

બીજી સવારે ઝામુઝી અંગોળ કરીને પરવાર્યો તે પછી મોડેથી મહોબત જાગ્યો ત્યારે ઝામુઝીએ હસીને મશકેરી કરતાં પુછયું; "કેમ મીર્યાં સાહેબ? આજે કાંઇ ઘણુાજ લહેરે લહેરે ઉંઘાવો છો! એ ચાર દહાડાનું સામટું ઉંઘી લેવો છો કે!"

"બહુ થાક ચહડી હોય તેવું લાગે છે." મહોબતે કહ્યું.

"જાણે સખત મહેનત કીધી હોય તેમ અંગબદન દુખા આવ્યું છે."

"ગરમ પાણીએ અંઘોળ કરી લે કે થાક સઉ ઉતરી જશે. પછી ચા નાસ્તો કરીને શહેરમાં સહેલ કરવા નીકળીશું." તેઓએ આખો દહાડો મજાહમાં પસાર કીધો, તેઓ બધે ફર્યા અને સાંજની ત્રેનમાં હેદરાબાદ જઇ પુગ્યા.

પોતાના શેઠ હીરાચંદ સાથે અને પોતાના મુરબ્બી નવાબ દેલાવરખાં સાથે ઝામુઝીની ઓળખાણ મહોબતે કરાવી. મહોબતે ત્યારે જાણ્યું કે તેણે જે છોકરી ઉપર પોતાની પ્રીત બાંધી હતી તેજ છોકરી સાથે તેના લગનની ગોઠવણ નવાબ સાહેબે કીધી હતી ત્યારે તેને ઘણોજ હરખ ઉપન્યો અને નવાબ આગળ જઇને તેને પગે પડી તેનો ઘણો આભાર માન્યો. ઝામુઝી માત્ર દશ બાર દહાડા હેદરાબાદ મધ્યે રહેનાર હતો પણ મહોબતખાંના લગન નીકળયાં અને વળી તેને જુદી પંહેડી માંડી જે માટે ઝામુઝીને મહોબતખાંએ ઘણી બોંહશ કરવાથી ઝામુઝી વધુ વખત થોભ્યો. મોહબતના લગનને દહાડે મહોબતની બાયડીને ઝામુઝીએ એક વીચીત્ર તરાહ અને મેકીંગનો હાર ભેટ આપ્યો. તે હારમાં સોનાના વાંકા તીકા ટુકડા હતા અને તે ટુકડા ઉપર કીમતી માણેક અને લીલમ જડેલાં હતાં વળી મહોબતને ઝામુઝીએ રૂ. ૧૦ હજારની રકમ ભેટ આપી અને લગનની પહેરામણી તરીકે પહેરાવી.

સઉ ધામધુમ ખલાસ થઇ ગઇ, સઉ પોતપોતાના કામે

કાજે વળગી ગયાં અને મહોબત પોતાની પરણેલી જીંદગીમાં મંડાઇ ગયો તે પછી ઝામુઝીએ મહોબતને છેલ્લી સલામ કીધી.

છુટા પડવાને દીવસે ઝામુઝીએ મહોબતને પ્રીતથી કોટી કીધી અને કહયું; "મહોબત તેં મારી અને મારી કોમની કેવી મોટી અને કીમતી સેવા બજાવી છે તે તું પોતે જાણતો નથી અને જાણી શકવાનોબી નથી મારી કોમની સેંકડો વરસની આશા તેં પુરી પાડી છે અને મને તેં ઘણોજ ભાગ્યશાળી બનાવ્યો છે."

"એ શું બોલો છો ઝામુઝી! હું તો કાંઇ સમજતોબી નથી."

"તું નથી સમજતો અને સમજી શકવાનોબી નથી. એટલું યાદ રાખજે કે એક મોટી કોમ તુંને હમેશાં આશીરવાદ દેતી રહેશે. વળી સદા એ પણ યાદ રાખજે કે તું મહાન સુલેમાનની ઓલાદથી ઉતરી આવ્યો છે જે સુલેમાનને અમારી કોમ ગયાં બસો વરસથી યાદ કરે છે અને તેના આત્માની શાંતી માટે દુવા ગુજારે છે. ચાલો હવે છેલ્લી સલામ."

"મારા વડવાનું નામ સુલેમાન હતું તે હું જાણું છું."

"તે વડવાને હમેશાં યાદ કરતો રહેજે. આજે તું સુખી છે તે તેના પ્રતાપે; આજે તારી અને મારી દોસ્તી થઇ છે તે તેના પ્રતાપે; આજે તું પ્રીતભરી વફાદાર અને ભાગ્યશાળી ધણીઆણી મેળવી શકયો છે તે તેના પ્રતાપે."

મહોબત ગુંચવણમાં પડયો પણ કશુ બોલ્યો નહીં, ઝામુઝી હવે તેનાથી છુટો પડયો અને મુંબઇ આવ્યો. મુંબઇમા

તે બે ત્રણ દીવસ એક હોટલમાં રહ્યો અને પછી જંગબાર જતી સ્ટીમરમાં રવાના થયો. જંગબારમાં તેણે આઠ દીવસ ગુજાર્યા અને પોતાની સાથના નાણા, બીજો અવેજ વગેરે ચીજોમાં તેણે ઉપયોગમાં લીધી અને કોર-ઝુલુ મુલકને બંધ બેસે તેવી ચીજો તેના બદલામાં મેળવી. આ કામ તેણે પુરૂં કરયું અને ઉપલો સઘળો અસબાબ લઇ દશ માણસોના કાફલા સાથે તે કોર-ઝુલુ મુલક તરફ જવાને નીકળ્યો.

પહેલી મંજલ કાપવા પછી એક તરફ તેણે પડાવ કર્યો અને પોતાના કાફલાના સઘળાં માણસોને ભેગાં કરી કહયું: "આપણી સઘળી મુસીબતો અને મુશ્કેલીઓનો હવે છેડો આવ્યો છે. તમો મારી સાથે જંગબારમાં લાંબો વખત રહયા છો અને તે પછી હું જંગબારથી રવાના થયો ત્યારથી હમણા સુધી થોભ્યા છો તે માટે હું તમારો ઘણો આભારી થયો છું."

તે દશ માણસો માહેલા એકે પુછયુ, "પણ એ ઝીમપીની ઓલાદના ફરઝંદ ઝામુઝી, તું તારૂં કામ પાર ઉતારી આવ્યો કે!"

"હા, ફતેહ કરી આવ્યો છું." ઝામુઝી ખુશાલીથી બોલ્યો; "આપણી આશા ફળી છે અને આગાહી કરનારની દરેક આગાહી ખરી પડી છે. આખી કોમનો ખુશાલીનો પ્રસંગ આવ્યો છે અને લડાઇ બખેડાઓનો સદાને માટે છેડો આવ્યો છે."



# પ્રકરણ ૧૮ મું.



## ૯૦૦ વરસે ફળેલી આશા.

કોરઝુલુ મુલકના મંદીરવાળાં વડા ગામડામાં મોટી ગંજાવર સભા મળી હતી. હજારો માણસો ભેગાં મળયાં હતાં. મુલકનો વડો સરદાર કુમસાપાગા મંદીરમાં મુર્તીના ઓટલાની હેઠળ એક સફેદ દસ્તાનપર બીછાવેલાં સફેદ ચામડાંપર બેઠેલો હતો અને તેની પડોશમાં કાળા દસતાનપર એક અતીશય ઘરડો માણસ-આગાહી કરનાર બેઠેલો હતો. બસો વરસમાં આ મુલકમાં કશો ફેરફાર થયો હતો નહીં. બસો વરસ પર જે ઘરોની બાંધણી હતી, જે લોકોને પહેરવાશ હતો, જે પ્રજાની રાહ રસમ રીત રીવાઝ અને રીતી હતી, રહેવાશાઓની જે લાગણી અને યકીનદારી હતી, તે સઘળું આજે પણ જોવામાં આવતું હતું. જો કાંઇભી બદલાયું હોય તો માણસો નવાં હતાં પણ સઘળું બાકીનું તો અસલના જેવુંજ, અસલાત કાયમ રાખનારૂં હતું.

કુમસાપાગા આસરે ૪૦ વરસની ઉંમરનો હતો. તે મુર્તીના પગ આગળ જઇ ઉભો. અને મુર્તીને હમેશના રીવાઝ મુજબ નમન કરયું અને પછી તે બોલ્યો: "ઓ મારાં બચ્ચાંઓ, બાળકો, કોરઝુલુના બેટાઓ સાંભળો-તમારી આશા આજે ફળે છે અને આ મુલકમાં નવો શીતારો જલકે છે. આપણી મહાન માતા મુર્તીની આંખનો ગુમ થયલો હીરો આજે પાછો

આપણુને મળ્યો છે અને તે હીરો પાછો તેની અસલ જગાએ બેસાડવાની ગંભીર ક્રીયા આજે કરીશું અને કાલપરમ આપણે ખુશાલીના તહેવાર પાળીશું. હવે આએ પવીત્ર હીરાની તવારીખ તું કહી સંભળાવ ઓ પવીત્ર આગાહી કરનાર.'

આગાહી કરનાર હવે મુર્તીના પગ આગળ જઇ ઉભા અને તેણે પણ નમન કરી બંદગી કીધી અને પછી લોકો તરફ મોહડું કરી બોલ્યો: "મોતના ભાલાની અણીનાં બાળકો સાંભળો. જ્યારે આપણો માનીતો અને આપણું કામ બજાવવાને નેમી આપેલો બેટો ઝામુઝી અત્રેથી રવાના થયો હતો ત્યારે મેં તમોને થોડીઘણી વાત કહી હતી પણ હવે હું તમોને બધી વાત કહું છું.

"૯૦૦ વરસની વાત ઉપર આપણો પવીત્ર હીરો ચોરાયો હતો અને તે પછી ૨૦૦ વરસની વાત ઉપર તે હીરો ચોરનારાઓના કબજામાંથી ગયો હતો. એ બધી તવારીખ તો તમે જાણો છો. ૨૦૦ વરસ ઉપર થઇ ગયલા આગાહી કરનારની ઓલાદે પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો અને ૨૦૦ વરસની વાત ઉપર થઇ ગયલા સીમપીની ઓલાદના ફરજંદોએ આગાહી કરનારાઓના પગ આગળ બેસી તાલીમ લીધી. ઓલાદ પછી ઓલાદે તેમજ થતું રહયું અને આખરે હું એક નાચીજ માણસ આ ઓહદા ઉપર આવ્યો. મારી બાવીશ વરસની ઉમરથી મેં મારા પીતા આગળ બેસીને ખરેખરો અભ્યાસ કરવા માંડયો અને મારી ૬૦ વરસની ઉમરે મારા પીતા મરણ પામ્યો

જેથી મને આ ઓધ્ધો મળ્યો. મારી ૬૦ વરસની ઉમર થઇ ત્યાં સુધી અભ્યાસ ચાલુ રાખ્યો અને મને ૮૦ વરસ પુરાં થતાં મારી આગળ ભેદ ભરમ ખુલ્લાં કરનારૂં રોશનીનું કીરણ જલકવા લાગ્યું. મેં સીમપીની ઓલાદથી ઉતરી આવેલાં ફરજંદ ઝામુઝીને આપણો હીરો પાછો લાવનાર તરીકે જાણ્યો અને દસ વરસની વાત ઉપર-જ્યારે મારી ઉમર ૮૦ વરસની હતી ત્યારે-મેં એને આ કામ ઉપર રવાના કર્યો.

"હવે મોતના ભાલાની અણીના બાલકો તમારી આગળ ઝામુઝી પોતે પોતાનો હેવાલ કહી સંભળાવશે.'

ઝામુઝી હવે પોતાના સરદાર અને ગુરૂ આગાહી કરનારની નજદીક જઇને ઉભો અને તેને જોતાંજ લોકોએ બેહદ ખુશાલીના અને હરખના પોકારો કર્યા જે કેટલોક વાર ચાલુ રહ્યા. આખરે સરદારે હાથ ઉંચો કર્યો, સઉ ચુપ થયાં અને ઝામુઝી બોલ્યો, "મોતના ભાલાની અણીના બાળકો સાંભળો-આજથી દશ વરસની વાત ઉપર મને આ કામ ઉપર મારા ગુરૂ તે માનવંત આગાહી કરનારે રવાના કર્યો હતો. હું દશ માણસોને લઇ, સોનાના ટુકડા અને મોટી સંખ્યાનાં નંગ લઇને અત્રેથી રવાના થયો. દશ વરસ માહેલાં લગભગ નવ વરસ મેં જંગબારમાં ગુજાર્યાં અને તે અરસામાં હીંદુસ્તાનમાં બોલાતી ઉરદુ ભાષાનો મેં પુરો અભ્યાસ કર્યો. વળી તે નવ વરસ દરમ્યાન મેં સઘળું સોનું વેચી નાંખ્યું અને વેપાર કીધો અને મહાન મુર્તી માતાએ વેપારમાં એટલી તો બરકત આપી કે હું લખપતી કહેવાવા લાગ્યો. એ અરસામાં

મેં હીરા અને માણેક તથા લીલમની જાતભાત માલ વગેરેની માહીતી મેળવી અને હું આશરે એક વરસની વાત ઉપર–મારાગુરૂ આગાહી કરનારે મને ફરમાવ્યું હતું તે વખતે હું હીંદુસ્તાન તરફ એખલોાજ રવાના થયો. સામા માણુસને તે ન જાણે તેમ આપણી મરજી મુજબ ચલાવવાનો હુનર મારા ગુરૂજીએ મને શીખવ્યો હતો જેનો અભ્યાસ મેં તે નવ વરસ દરમ્યાન ચાલુ રાખ્યો હતો. હું મુંબઇ નામના બંદરે જઇ પુગ્યો અને મને જે મહાન સુલેમાનનું ડાકું ગુરૂજીએ દેખાડયું હતું તેવાં માણુસને શોધવામાં મેં દીવસો પસાર કીધા. આખરે તેજ ચહેરાનો જવાન્યો મળ્યો.'

મહોબતખાં સાથે તેણે કેવી રીતે કામ લીધું હતું તે સઘળું તેણે કહી સંભળાવ્યું.

"હવે તુંને મારે કેટલાક સવાલ પુછવાના છે એ સીમપીની ઓલાદના ફરજંદ બાબુઝી. મરનાર સુલેમાનની જે ઠેકાણે લાશ દાટી હતી તે ઠેકાણે ખોદ કામ કોણે કરયું હતું ?"

"સુલેમાનની ઓલાદના ફરજંદ મહોબતખાંએ."

"કબરમાં પડેલો હીરો પહેલાં કોણે ઉચકયો હતો ?"

"સુલેમાનની ઓલાદના ફરઝંદ મહોબતખાંએ."

"કહે મને ? સુલેમાનની ઓલાદના ફરઝંદ મહોબતખાંએ રાજીખુશીથી તારી સેવા બજાવી હતી કે ? સોગંદ ઉપર જવાબ દે જે." આગાહી કરનારે છેલ્લો સવાલ પુછયો.

"હું આ મહાન મુર્તીના પગ આગળ ઉભો રહી, તે

પવીત્ર પગના કસમ લઈ કહું છું કે મહોબતખાંએ પોતાની રાજી ખુશીથીમારી દરેક રીતની સેવા બજાવવાને જણાવ્યું હતું. તેથીજ મેં તેની ઉપર તમો ગુરૂજીએ શીખવેલા ઇલ્મનું જોર અજમાવી આ હીરો તેની પાસે મેં બહાર કહડાવ્યો હતો."

"કોઇ બીજાં માણસ ઉપર તેં તે જોર અજમાવ્યું હતું કે ?"

"કોઇપર નહીં; ફકત મહોબતખા ઉપરજ."

"આપણી ફતેહ થઇ—કોરઝુલુના બેટાઓ આપણી ફતેહ થઇ." આગાહી કરનાર ખુશાલીમાં બોલ્યો અને હજારો લોકોએ ચાલુ ખુશાલીના અવાજો કહાડયા.

હવે અહીં લંબાણુ કરવાની આપણને માટે કશી જરૂર રહી નથી. ૯૦૦ વરસે આ કોમની આશા ફળી અને કારમીજી મુલકના લોકોને હીરો પાછો આવવાની અને મુર્તીની આંખમાં તે પાછો બેસાડવામાં આવ્યો છે એવી ખબર આપવામાં આવી. તે મુલકનો સરદાર અને કેટલાક પ્રતીનીધીઓ હીરો જોઇ ખાત્રી કરવાને સુલેહના કાસદો તરીકે કોરઝુલુ મુલકમાં આવ્યા અને ખાત્રી કરી પાછા ફર્યા અને બંને મુલક વચ્ચે ભાઇબંધીનો ગાંઠ બંધાયો.

ઉપલા બનાવને બે વરસ વહી ગયાં છે. હેદરાબાદમાં મહોબતખાં તવંગર વેપારી તરીકે ઓળખાય છે.

મહોબતખાં એક ખુરશીપર બેઠેલો છે અને તેની પડોશમાં તેની બાયડી બેઠેલી છે અને તેઓની વચ્ચે એક નાનો

બુચો રમત કરતો ઉભો છે. પોતાના બેટાને હેતથી ચુમી લઇને મહોબતમાં બોલે છે કે "પોતે જંગબારવાળા બહાદુર સુલેમાનની ઓલાદથી ઉતરી આવેલો છે એવો ખ્યાલ આપણા આ બેટાને આવતો હશે કે!"

"મહોબતની ધણીઆણી જવાબ દે છે; સમજનો થશે ત્યારે સઉ જાણશે. ઓ મારા વહાલા ખાવંદ."

વાંચનાર તુંને યાદ છે કે? બહાદુર સુલેમાન જે દીવસે ઇનસપોગાની છાવણીમાં પહેલો ગયો હતો તે દીવસે રાતે તેને જોયલા સ્વપણામાં આબાદ આએજ દેખાવ તેની આગળ ખુલ્લો થયો હતો.

સઉ સુખી થયાં છે–કારઝુલુની આશા ફળી છે–૯૦૦ વરસે ગુમ થયલો હીરો પાછો પોતાની અસલ જગા તે મુર્તીની આંખમાં બેઠો છે અને દુશમની ટળી ગઇ છે–અને હવે વાંચનાર છેલ્લી સલામ!



# ડાકટર વામન ગોપાલનું

## જગપ્રસિધ્ધ આયોડાઇડ.

# સારસા પારિલા.

માટે સુના રૂપાંનાં ચાંદો મેલવ્યા છે.

બગડેલું લોહી સુધારવા એનાં જેવી બીજી દવા કોઇ નથી. ચેખ્ખા વનસ્પતીમાંથી એ બનાવવામાં આવે છે. દરેક શીઝનમાં લેવા હરકત નથી. આ સારસાપારલાથી ગરમીનાં દરદો-લકવો, સંધીવા, ખય, ઉધરસ, ખુજલી, દરાજ, બલતરા, ફોલ્લા, ચામડા ઉપર પડતા કાળા દાગો, ઝાડાનો કબજીઆત વગેરે દરેકપર આ દવાના જેવી બીજી એકબી દવા નથી.

બાટલીની કીંમત રૂ. ૧। અને ખરચ જુદો.

લખો,—ડા૦ ગણતમરામ કેશવ.

ઠાકોરદ્વાર—મુંબઇ.

# મદ્રાસ હેર ઑઇલ.

મદ્રાસ હેર ઓઇલ સુંદર લાલ રંગનો દેખાવ આંખોને ઠંડક આપે છે અને વાળને ભમર જેવા કાળા રેશમ જેવા સુંવાલા, ચળકતા, લાંબા કરવાની સાથે તેની જડને મજબુત કરી ખડતા અટકાવે છે માથાંનો દુખારો ચકરી તથા માથામાં ખોરો પડવો વીગેરે રોગો ઝડપથી નાબુદ કરી મગજને આરામ સાથે પુષ્ટી આપે છે આ તેલમાં માથાંના ખરા ગુણોનાં વસાણું નાંખેલાં છે, આજે ઘણી જાતનાં તેલો નીકળે છે પણ આએ તેલમાં ખરો ગુણ શું છે તે એકજ શીશી વાપરવાથીં ખરો ફાયદો જણાઇ આવશે. કીં૦ ાા.

**દરેક કેમીસ્ટો તથા સ્ટોરમાંથી મલી શકશે.**

**ધી રોયલ તોયલેટ મેન્યુ ફેકચરીંગ કુંપની મુંબઈ.**

શોલ એજંટ **સોરાબજી ડી. પટેલ.**

પ્રોવીઝન પેટંટ મેડીસન મરચંટ પારસીબજાર કોટ–મુંબઇ.

બહાર ગામના વેપારીઓને સારૂં કમીશન આપવામં આવશે. ગ્રાંટરોડ ગ્રામ તરમીનસપર **પીરોજશાહ** નશરવાનજીની દુકાનેથી પણ મળશે.

# બે દોસ્તનો ઓચીંતો મેલાપ.

કેખશરૂ—કેમ રતનશાહ ભાઇ, ઉતાવલમાં કયાં જાઓ છો?

રતનશાહ—મારકીટમાં જાઉં છું.

કેખશરૂ—મારકીટમાં શા માટે જાઓ છો?

રતનશાહ—મારકીટમા સેન્ટ, સાબુ, લવંનડર, કોલન વાટર તથા ખોરાકની ચીજો લેવા માટે જાઉં છું.

કેખશરૂ—અરે ભલા માણસ છેક ચાલી ચલાવીને મારકીટમાં શું કામ જાઓ છો. ગ્રાંટરોડ ટ્રામ તરમીનસ આગળ શેઠના બીલડીંગમાં **પીરોજશાહ નશરવાનજીની** કુંપનીમાં દરેક ચીજો મારકીટના ભાવે આપે છે!

રતનશાહ—ત્યારે તો ઘણું સારૂં થયું.

કેખશરૂ—હમેશાં ત્યાંથીજ લેશો તો કાંઇ લાભજ મેળવશો.

# ડા૦ બાટલીવાલા

# એગ્યુમીક્ષચર.

## આ દવાનો વપડાસ વરસોથી ચાલુ છે.

આજે બાટલીવાલા એગ્યુમીક્ષચર ગમે એવી જોરાવર તાવને જડમુળથી દાબી દે છે, કંઇક વરસોથી લોકો એનો ઉપયોગ કરે છે.

## લાખો આદમીઓ સારાં થયાં છે.

આ દવા ખરેખરી એક ચમત્કારીક દવા પુરવાર થઇ છે.

અને દરદીને માટે એના જેવો રામબાણ ઉપાય એકગી નથી.

ડા૦ હો. લી. બાટલીવાલા જે-પી.

વરલી દાદર મુંબઇ.

# રસ્તા ખેજ !

## યાને

# બેજન બાગનું બુલબુલ.

---

### એક સંપુરણ વારતા.

લખનાર—રફીક.

"એક ચોવીસ કલાક બીજા અને મારે અને તેને માટે રસ્તાખેજ સમજવી-હા, રસ્તાખેજ એટલે હીસાબ લેવાનો અને હીસાબ દેવાનો દીવસ !" એમ નોશેર નરીમાન, જંગબારથી મુંબાઇ આવતી સ્ટીમર 'દેલાનાહા' ની તુટક ઉપર ઉભો રહી બડબડયો.

"હા," મારૂં વતન છોડયાને લગભગ સાત વરસ થઇ ગયાં પણ કાલે-આવતી કાલે મારૂં માંગતુ હું ભરપૈ મેલવસ-સાત વરસ અને તેટલી મુદ્દત જયારે હું જંગલે જંગલ ભટકયો ત્યારે પેલો પેસી વોલેસ-અરે વોલેસ કયારનો ? કોઇ વોલેસ નામના યુરોપીઅનને ત્યાં એના બાપદાદા નોકરીએ હોસે તેથી એ પોતેબા

જાશે વેલેસ–તે તે ત્યાં નથીતે બેસીને મજાહ મારેછ!" એટલું બોલતાંજ તેની આંખોમાં ખુન વસી રહ્યું. અને તે આખાં આંગે કમકમ્યો

"આહ! પણ આય અંહી" અને એમ બોલી તેણે પોતાની વેસ્ટનાં અંદરનાં ગજવાં ઉપર પોતાનો જમણો હાથ લગાડયો "અહીં એક એવી ચીજ છે કે જે બધું હવે સરખું સપાટ અને ઉધાર જમે પાસું સરભર કરશે. મારાંમાં ફેરફારબી કેટલો થઇ ગીયોછ? હું નહીં ધારતો કે મારો જુનો અતલગનો દોસ્તબી મને જોય તો ઓલખે, અને જો–" પણ ત્યાં તેની આગળ આવતાં કોઇનાં પગલાંનો અવાજ સાંભળતાં તે ચોંકયો અને બાજુએ ફરીને જોયછ તો, ખરેખર તેની આગળ એક અબલા આવી ઉભી હતી. "માફ કરજો, મી૦ નોશેર મેં તમોને તમારા એકાંત ખ્યાલમાં ડીસ્ટરબ કીધા–બધાં કહેછ કે સ્વપનું તો ઉંઘમાં આવે પણ તમે તો દીસેબી તે જોતા લાગોછ! કદાચ તમારાં સુખી ઘેરનો તમો વાચાર કરતા હોસો"

"ઘેર!"

એક એટલો બોલ બોલતાં તે પાછો કમકમ્યો.

"હા, કાંય નહીં!" તે અબલા બોલી "આપણી સ્ટીમર ઘણી ખરી તા૦ ૧૨ મીની સહવારે મુંબાઇને કીનારે પુગશે અને તે દીને તમે જાણોછ કે? આપણી પપેતી છે એટલે લાંબી મુદતે ઘેરે પુગી આપણાં વ્હાલાંઓને મલવાનો એ કરતાં બીજો

વધુ ખુશી ભરેલો મુબારક દાહાડો કર્યો હોય ?"

"હા, મીસ પટેલ, મુંબાઇ કે જ્યાં હું એક જનને મળવાને ઘણોજ આતુર છેઉં પણ તેને હું મારો દોસ્ત કદાચજ કહી શકું."

હાં, એક લખનાર તરીકે મારે સાચે સાચી વાત વાંચનારાઓને બાપુકાર જાહેર કરી દેવી જોઇએ—પછી તે કારણસર મી૦ નરીમાન અમારા બંન્નેના મીત્રો આગળ ગમે તેટલા કુદકે કે ગમે તેટલા ચટકે—અને તે વાત એ છે કે મીસ પટેલને પોતાની આગલ જોતાં તેવણનું ઝનુંન મોટે ભાગે સમી ગયું હતું અને તેવણના ચહેરાએ સદંતર નરમાસ પકડી હતી અને તેનું કારણ એમ હતું કે જો કે તેઓ બંન્નેને ઓલખ પડયાને કાંઇ ઝાઝા દાહાડા થયા ન હતા, તે છતાં મીસ રૂપાં પટેલમાં મી૦ નોશેરે પોતાને લાયકની એક ભલી મોહોરદાર માની લીધી હતી તો જો કે તેમનો તે વીચાર પાર પડે કે નહીં તે માટે તેવણ પોતે ખાતરી ભરેલા નહીં હતા.. જંગબારમાં નોશેરને અને રૂપાંના પીતા માણેકશાહ પટેલને ઓલખ પડી હતી અંતે સુભાગ્યે તે બન્ને બાપ દીકરીનું એક કામ નોશેરને હાથે પાર ઉતરવાથી તે ઓળખનું રૂપ દોસ્તીનું લીધું અને એક સીધા ઉંચા હાડના સરોવર જેવાં કદના જવાન અને એક ચેહેરે નમુન બાળા વચે ઓળખ પડે અને તે વખત જતાં દોસ્તીએ રૂપ લેયતો પરીણામ શું આવે ? **મહોબત !**

"ત્યારે, મી૦ નોશે—અરે મી૦ નરીમાન શું તમારા કોઇ ફરેન્ડોજ નથી ?'

ફરેન્ડો ? નહીં, મુંબાઇમાં તો મારા ફરેન્ડો છેજ નહીં. હું જે કામે જાઉં છ તે કામ પુરૂ થશે—અને પુરૂં થતાં તે કાંઇ ઘણા દાહાડા લેશે નહી તો પછી તુરત પાછો જંગબાર જવશ ને કદાચ—" આગળ બોલ-તો તે અટકી પડયો અને પોતાની સામે ઉભેલા અબલાને એકકી ટગરે જોતો ઉભો.

"ને તમે મીસ પટેલ ?" તેણે પુછયું "અમારી પપેટી કંઇ સારી જાય તેમ લાગતું નથી, કેમકે, મુંબાઇમાં મારી બીચારી બેહેન ઘણી સીક છે, તેથી અમે મુંબાઇ જઇયેછ."

"હું તે સાંભળી દલગીર છેઉ" તે બોલ્યો "તમે એ વાત મને અગાઉ કહી હતી ખરી પણ મને તેની યાદ રહી નહીં. મારૂં તો કામ તદન જુદાજ પ્રકારનું છે." અને એટલું બોલતાં તે વખતનો તેનો અવાજ એવો હતો કે મીસ" પટેલને તેના ચેગ ગમ જોવાની ગોબા ફરજજ પડી.

"તમે ઘણા કડવાસથી બોલોછ ?

"હા, કારણ વગર નહીં" તે બોલ્યો "તમે જાણોછ, મીસ પટેલ કે મારા જીવને કયારની ચટપટ થાયછ કે જે કામ હું કરવા જાઉંછ તે સારાં માણુસનું કામ કહેવાય નહીં, અને તેથી તે કામ શું છે તે છુપું રાખી સ્ટીમર પર એક સારાં માણસમાં ખપવાના હું ઢોંગ કરતો હોઉં તેમ મને લાગેછ અને તમારી

સાથે પીછાણુ પડયા પછી એ દગદગો મને વધારે ખટકેછ અને તે છતાં તે કામ શું છે તે તમને કહી દેવાની મારા છાતી ચાલતી નથી."

" ખરેખર !"

"હા, તમારી મારી સાથે ઓળખ થઇ ત્યાં સુધી મારે માટે તમો બાપ બેટી કશુંજ જાણતાં નહતાં અને મારા વિશ્વાસપરજ માત્ર રહી તમો બંન્ને મેહેરબાનોએ મને તમારા વચ્ચે ભેળાવા દીધો હતો."

" પણ તેજ માફક અમે અમારા સંબંધમાંબી તમારે વાસ્તે કહી શકયે."

" વારૂં મીસ પટેલ તમુને, કોઇ એમ આવીને કહે કે આય નોશીર નરીમાન ખોટી સહી કરીને નાહાસી આવેલો છે તો તમે માનો !"

" અલબત નહીં "

" થેંકયુ ત્યારે એ દેખાડી આપેછ કે તમોને તો મારી ઉપર વિશ્વાસ છે અને તે છતાં આજથી આશરે સાત વરષની વાત ઉપર મુંબઇથા ખોટી સહી કરવાના વાંક માટે બતંબે મને જતો બચાવવા જંગબાર ચાલી આવ્યો હતો. તમે હમણાંજ બોલ્યાં કે હું ઘણાં કડવાસથી બોલુછ. તયારે તો મને લાગેછ કે મારી ઉપર વીટેલી કાંહાંણી સાંભળવાની તમારી ફરજ છે, અને પછી વિચાર

વાનું કામ તમારૂં છે કે મારાં બોલવામાં જો કડવાસ હોય તો તે માટે મને વાજબી કારણ મળયું છે કે નહી; તમે મારી તે કાંહાંણી સાભળાશો ?"

મીસ પટેલે પોતાની ડોકના લ્હેકાથી તેમ કરવાની પોતાની મરજી જણાવી, પણ, તેણીએ તેની આંખ્યો સાથે આંખ મેળવી જોયું નહી. તેઓ તુટકની લીંગ પકડી બન્ને ઉભાં હતાં અને સારે નસીબે સ્ટીમરના બીજા ઉતારૂઓ તે વખતે ત્યાં હતાં નહી.

"સાત વરષની વાત ઉપર" નોશેરે ચલાવ્યું. મુંબઇની એક મોટી ઓફીસમાં હું સારાં પોઝીશનની નોકરી ભોગવતો હતો. હુ ત્યાંનો વિશ્વાસુ મેનેજર હતો એટલે તે ઓફીસનાં કામકાજને લગતાં ઓાચયાં અને દસ્તાવેજો મારા હાથમાં રહેતાં હતાં. તેજ ઓફીસમાં બીજા બે જન હતા જેમાંનો મોટો મારા કરતાં દશ વરષ વડો હતો. મારી ઉમર તે વખતે માત્ર તેવીસ વરસની હતી, કે જે ઉંમરે-તમેબી જાણતાં હોસો કે—આજે બાવાજીના બુચાઓ મોટે ભાગે સ્કુલમાં યાતો કોઇક કોલેજમાં જાય છે એ વખતે એકજ કુદકે લખપતી થઇ જવાની મને બોખાર ચઢી કહો. કે તે બોખાર બે જને મારામાં ચઢાવી. જુગાર; શરત અને સટટો જે બુબખોને મનસે એકદમ પૈસાવાળા થવાનાં સાંધનો તેમનો અમે ત્રણેએ ઉપયોગ કરવા માંડયો. હવે તેનો તેનાં સંપુરણ રૂપમાં ઉપયોગ કરવા માટે રૂપયા તો જોઇયે, એટલે લાંબી વાત ટુંકી કરવાનીગ: તલબથી હું કેહીદઉંછ કે મારા

હેતના કટકાઓએ મને મારા શેઠની સહી સાથનો મોટી રકમનો ચેક મારી પાસે દ્રો કરાવ્યો, અને વળા એક ચોકસ દસ્તાવેજ ઉપર મારી પાસે તેવીજ સહી કરાવી. મને તે વખતે કશીજ સુધ્ધી નહી કે હું શું કરતો હતો. મને તેઓ તરફનો દીલાસો એ હતો કે અમારૂ એ પાપ પકડાઇ આવશે તે અગાઉ તો અમને એટલી દોલત મળશે કે બેંકમાં મારા શેઠની રકમમાં પડેલો તે ખાડો સ્હેજમાં અમે પુરી શકીશુ.

"હવે પછી શું બનયું તે તમો પોતેબી અટકળ કરી લેવો તો ચાલશે. તે વાતને એક અઠવાડયું જતાં, મારા તે બે દોસ્તો મારી આગળ દોડતા આવ્યા અને ધ્રુજતાં લખલખતાં મને ખબર આપી કે આવતી કાલે અચાનક ઓડીટરો હીસાબ તપાસવા આવનાર હતા અને પેલી રકમનો ઘોંટાળો અને મેં કીધેલી ખોટી સહી પકડાઇ આવવાની; તેઓનીજ સલાહથી હજી વખત હતો તેટલાં મુંબઇથી પોબારા ગણી જવાનો મેં ઠેરાવ કીધો. તેઓએ મને વખતો વખત જોઇતું નાણું મોકલવાનું વચન આપયું અને તેજ રાત્રે હું મુંબઇથી નાહાઠો."

"પછી ? પછી શું થયું ?" મીસ રૂપાંએ પુછયું.

"મેં તેઓ ઉપર અડધીક દજન કાગળો લખ્યાં, પણ ના મને તેનો જવાબ મલ્યો કે ના! એક પૈ તેઓ તરફથી મને મળી, અને જયારે તેઓ સાથની માહરી મજાહ મને તે વખતે યાદ આવી. ત્યારે મારા દુ:ખનો પાર ન રહયો. પાંચ વરસ હું

થોકડં મરાયો એમ કેહુ તો ચાલે. કેટલીક વેળા તો ભુખો ઉઠી ભુખોજ સુતો હતો તો કેટલેક વખત રોટલી-નાણુ-યા પાઉંને ટુકડાપરજ મને સંતોષ પકડવો પડયો હતો.

ત્યાર બાદ આજથી બે વરસની વાત પર જંગબારથી થોડેક દુર તે બેમાંના એક 'દોસ્ત'ને અચાનક હુ મળયો. ગરીબ બીચારો ખહોંથી ખવાઇ ગયલો હતો અને તે ત્યાંજ બીચારો હકક થયો, પણ હકક થયા અગાઉ તેણે મને જે એક વાત કેહી તેથી મારૂ લોહી ઘણુંજ ઉકળી આવ્યું.

" તે ઉપરથી મને માલમ પડયું કે જે દસ્તાવેજ ઉપર તેઓએ મારા શેઠની સહી મારી પાસે મુકાવી હતી તે દસ્તાવેજ ખોટો હતો, અને અમો માંના પેલા મોટાએ પોતાનું પાપ ઢાંકવા અને મને ગભરાવી મને મુંબાઇથી નહસાડવા માત્ર એક ટાગડો રચ્યો હતો, કેમકે તે પોતેજ બીધો હતો કે રખેને મારૂં અંત:કરણ મારી ઉપર ફાવે અને હું બધો ભરમ ફોડી દેઉં-અને એ રીતે તે બંને ના હાથમાં એક હથયાર જેવોજ માત્ર હું થઇ પડયો હતો બાકી ચેક ઉપર ખોટી સહી તો તેણે પોતે એટલે અમો માંના પેલા મોટએજ કરી હતી. પેલો બીચારો ગુજરી ગયો તે અગાઉ તેણે પોતાની મરજીથી પોતાનો એકરાર મને લખી આપયો. વળી તેણેજ મને ખબર આપી કે મારો આગલો વડો સાહેબ મરી ગયો હતો અને વેલાતનું કામકાજ હવે પેલોજ કરી રહયો હતો. તેજ વખતે મેં સુખડ લોબાન મુકી ખુદાને બાર

કસમ નોંધાવયા કે જયારે બને ત્યારે મુંબઇ જાઉં અને પેલાને જગ સામે ઉઘાડો પાડી આપું.

"તે દીન સુધી મને જે મારી એકલવાસી જીંદગી અકારી પડી હતી તે વિશે તે દીનથી મારો વિચાર ફેરવાયો અને હવે મે વિચારયું કે મારે કશાંને ખાતર નહીં તો મારાં નામને બદ-નામીમાંથી છોડવી મારી દામનને લાગેલો ડાઘ ધોઇ નાંખવા માટે મારે જીવવું હતું.

"ખુદાનીબી કુદરત ન્યારીજ છે—અને મારાબી ઘરેલ બદલાયા હોસે કે શું તે તે દાહાડેથી મારો સેતારો બદલાયો. હું દરબન નોકરીએ ગયો ત્યાં મને હીરાની એક નાની ખાણ હાથ લાગી. જ્યાં હું ખાણપર નોકરી કરતો હતો ત્યાં મને તે હાથ લાગી અને મેં સાચાદીલે મારા શેઠને તેને લગતી બાતમી આપી અને મારા શેઠે તે ખાણ હાથ કરી મને તેમાં પોતાનો ભાગ્યો બનાવ્યો. મેં એ બે વરસમાં ઘણું સારૂં નાણું એકઠું કીધું અને એ નાણાંનાં બળથી હું મારા પેલા દોસ્ત ઉપર બરાબર દાવ લઇ તેને માટે ખુદાની શુકર ગુજારી હું કરવા લાગ્યો. તે વખત આવતી કાલે આવી લાગશે"

મીસ પટેલ તો આ બધું સાંભળી દિગ-મુઢ બની ઉભાં.

"આવતી કાલે?" તે તેની તરફ જોઇ હળવેથી બોલી.

"આવતી કાલે તો આપણી પપેતી છે!"

"તેથી શું થયું ?"

"તમેજ વિચાર કરો મી૦ નરીમાન–વારૂં એટલું તો કરવાની હું તમને સલાહ આપી શકું કે એ મુબારક દાહડો વીંટવા દેવો–કદાચ તે આદમીનાં બૈરી છોકરાં હશે અને તેને ત્યાં દરોરો પાડશો તો તે બીચારાં નીરદોષ ગભરાઇ જશે; જેકે પપેતી બોલના અરથમાં પસ્તાવો સમાયલો છે ત છતાં એ મુંબારક રોજને આપણા–પારસીઓએ ખુશી ખુરમી તરીકેના દાહાડા તરીકે માની લીધો છે, માટે તમારે કાંઇક વિચાર—

"મારે માટે તેણે શું વિચાર કીધો હતો ? તેણે મને શું દયા દેખાડીં'તી. પાંચ વરસ સુધી હું–કુતરાની માફક હીણાઈ–આજે પકડાઇ જવસ કાલે પકડાઇ જવસ કરીને ધ્રુજી ધ્રડકીને ફર્યો'છ. તમે શું એમ ધારોછ કે મને આટલું કડવાસથી બોલવાને કાંઇજ કારણ નથી ? જેનીથી મને આટલું નુકશાંન પુગું તેની ઉપર શું વેર લેવાનો મને હકક નથી ?"

"હા, હકક હોય ખરો" તેની આગળ ઉભેલી તે અબલા બોલી "અને તમે જે તમારાં દુઃખની મને વાત કહી તે મેં ઘણાં દુઃખથી સાંભલીછ, પણ તે સઘળું છતાં પપેતી જેવે દાહાડે તમે તમારૂં એ ધારેલું કામ કરો તે મને વાજબી નથી લાગતું."

"કદાચ તમે મને એમબી કહેવા તૈયાર થશો કે પપેતી છે તેથી મારે તેની આગળ જઇ બગલગીરી કરીને દોસ્તી કરવી."

"હું ધારૂંછ, મી૦ નરીમાન કે હમણા તમે એ બાબદ લંબા-

વવા જેવી હાલતમાં નથી. અને હું જેબી કાંઇ કહેવસ તેથી તમારી ઉપર કાંઇ અસર થવાની નથી-વાસ્તે ચાલો સાહેબજી, હું હવે જાઉછ."

"પણ મીસ પટેલ" નોશેર તેને ચાલી જતી-અટકાવવાની રૂપે બોલ્યો "ત્યારે શું તમે તેને સદંતર જતો મેળવાની—"

"હુ ? અને એ વાત સાથે લાગેવળગેજ ન મી. નરીમાન ? એ તો તમારા પોતાનાં અતઃકરણની બાબદ છે. મેં તો માત્ર એવી સુચના કીધી કે પપેટી જેવે સબકતે દાહાડે તમારે તમો ધારોછ તેવું કામ નહીં કરવું જોઇયે."

"પણ, તમારા બોલવા પરથી, મીસ પટેલ, મને એમ લાગેછ કે જાણે તેને જતોજ મુકવાની તમારી મરજી હોય-અને જાણે મારે તેને સજા નહીંજ કરવી સારી."

"તમારી ભુલ છે તયારે" તે અબલાએ તકરાર લીધી "જ્યાં સુધી એમને ખુદાએ અંતઃકરણ આપ્યું છે ત્યાં સુધી તો હું એમજ ધારૂંછ કે એને સજા તો થઇ ચુકેલી હોવીજ જોઇયે, અને-મારી એટલીબી ખાતરી છે કે તે જીવશે ત્યાં સુધી તેણે તમુંને કીધેલા ગેર ઇનસાફની યાદ તેને હઇડે ખટકયાજ કરશે. તમેબી કરીને કરશો શું ? એજ કેની કે સાત વરસના વાસી-કુસી થઇ ગયેલા એક ગુનાહને સારૂં તેને-તમે જેલમાં મોકળાવશો.

"પણ ધારો કે તે પણ્ગો હોયજ નહીં તો ? અને જો મામલો એજ મુજબ ચાલવા દેઉં તો બધા મનેજ ગુનેહગાર સમજતા

આવાજ તેમજ સમજયાજ કરે કેની? મારી ઇજ્જતપર ડાઘ છે અને મારે તે ધોઇ નાંખવોજ જોઇયે. તેણે મને ઇલ્જામ લગાડયોજ તેનો મને ઇન્તકામ લેવોજ જોઇયે. હું તો જાણું કે તમે મને એ ગુનાહમાંથી નિરદોષ જાહેર થયલો જોવાને આતુર હશો."

"જોવનીબા. નરીમાન એ તમારા ફારસી ઇલ્જામ અને ઇનતકામનો અંજામ કાંઇ મને સમજ પડતો નથી—તમે આપણી સહેલ સમજ પડે તેવી ઇબારતમાં બોલોની અને તમંને નીરદોષ જાહેર થયલો જોવા હું કાંય આતુરબનું? હું તો આય ઘડીએબી તમુને નીરદોષજ ધારૂંછ ચાલો સાહેબજી" કરી તે અબલા તયાંથી સટકી ગઇ. જો કે એક સ્યાણા સમતોલ મગજના માણસને માટે મીસ રૂપાં પટેલનું આ બોલવું ઘણું કોમપ્લીમેન્ટરી કહેવાય, મગર, નરીમાનના મગજની હાલની હાલત જોતાં તે તેના હાલના સ્વભાવને પેશ પડતું નહીં આવ્યું અને મીસ પટેલના ઉપલા બોલવાથી તેણે પોતે બાંધેલી એકની એક ઉમેદને મરણતોલ ફટકો પડેલો જણાયો અને તેથી આપણા મી૦ નોશેર નરીમાનનો જીવ ઘણો ઝીખમાઇ ગયો.

નોશેર નરીમાનની સ્ટીમર પરની છેલ્લી સાંજ ત્યારે કાંઈ ખુશી ભરી પસાર નહીં થઇ હોય એમ વાંચનારાંઓ પામી ગયાં હશે, અને મીસ પટેલ તેને તરછોડીને ચાલી ગઇ હતી તેનો તેને ફફડાટ એવો લાગ્યો કે પોતાના આગલા દોસ્ત પેસી વાલેસ ઉપર

કીનો લેવાનું તેને બેવડુ ઝનુંન છુટયું.

*　　*　　*

આહ ! તે પપેતીની ખુશ સહવાર અને મુંબાઇમાં તે કેવી પસાર થાય છે તેથી મારાં વાંચનારાંઓમાંથી કોણ અજાણ હશે ? પણ તે બધી ખુશાલીનો એક રતીભાર અંશ આપણા નોશેર નરીમાનમાં ન હતો. નોશાકરેબી કેની ? એટલે બડો એંટાલ !

મુંબાઇ આવી થરીથામ થયો ન થયો કે ટાઇમ્સ ઓફ ઇંડયાની ડીરેકટરીમાંથી પેલા વોલેસનું સારનામું શોધી કાઢયું અને લાગલા વીકટોર્યા બોલાવી ભાઇ તેમાં ચઢી બેઠા.

"પેસ્તનજી વૉલેસ અંહીજ રહેછ કેની ?" તેણે મેળવેલાં એડરેસ મુજબ તેણે વીકટોર્યા હંકરાવી અને તે ઘર આવી લાગતાં તેણે નીચે બઇરાંઓ બેઠાં હતાં તેમને પુછ્યું.

"હાજી, બીજે માળે જાવોજી" કોઇએ તેરણને જવાબ આપ્યો અને લાગલો તે બબ્બે ફાંડયે ચઢી ગયો.

બીજે માળે પ્હોંચતાં તેણે બધાં બારણાંબંધ જોયાં અને પોતાના આવ્યાની ખબર કરવા તેણે ધીમેથી એક ઓરડાનાં બારણાં ઉપર ટકોરા માર્યા અને તેના જવાબમાં તે બારણું હળવેથી ઉઘાડી એક આયા બાહાર આવી.

"જી, કોણને પુછોછ ?"

"પેસતનજી વોલેસ અંહીંજ રહેછ કે ?"

"હાજી, અંહીંજ રહેછ, તમે દાકતર છેવો કે? આવોજી, આય રૂમમાં બેસો હું શેઠને બોલાવુંછ કરી આયાએ આગળા હોલમાં મી૦ નરીમાનને લઇ જઇને બેસાડયો." ત્યાં એક ખુરસીપર હજીતો તેવણ ગોઠવાયછ તેટલાં તે બારણું પાછું ઉંઘડયું અને એક નાની બુચી અંદર આવી. તે બુચી તો આ નવા આવનાર સામે દબાઇને જોતી ઉભી. અને આપણા નોશેરેઓ તેને બોલાવીગએ નહીં. કેમકે તે તો તેવણુના હમનબર-દની છોકરી હોસે એમ તેવણે ધારયું. પણ તે બુચી તરફ જરા ધારી ધારીને જોતાં તેવણને કાંઇ એમજ ખંસ્યા-લાગી કે તેણીનો ચ્હેરો તેવણુનાં ધ્યાનમાં હતો, પણ તે ચ્હેરાને તેવણે કયાં જોયો હતો તેની યાદ તેવણુને આવી નહીં. તે ચ્હેરો પેસીના જેવો જણાયા નહીં, એમ તેવણુની ખાતરી છેલ્લો-વિચાર કરતાં કરતાં તેવણુને યાદ આવી કે તે બુચીનો ઘટમ અને ચ્હેરો ખાસ રૂપાં પટેલના ચ્હેરાને કાંઇક મળતો આવતો હતો. પણ એમ તો ઘણી વાર બને છે, એમ સમજી તે વાત તેવણે મનમાંથી કાઢી નાંખી.

"તમે દાકતર છેવો કે?" તે બાચારી બુચીએજ આખરે હાકીને તેવણુને પુછયું તેને પોતાની તોતરી જબાનમાં પુછયું પણ મેં તે તોતરી મીઠી જબાનની નકલ કરવાની કેટલાક લખનાર સાહેબોની માફક મેં કોશેશ કીધી નથી. કેમકે બચાંની જબાનનો મીઠાસ એક ઉંમરે પુગેલા લખનારની કલમમાં આવી સકે નહીં એમ મારૂં મજબુત માનવું છે.

"તમે મમાને સારાં કરસો?"

"તારાં મમા ને શું છે? અંહી આવ, મારી આગળ આવ" અને તે નિરદોષ બચ્ચાંની જબાં દરાજીંએ તેના પપાને મળવા આવનાર તેના પપાના જીવ લેણુ દુસ્મનની ક્યાલે બંદી તોડી.

"હાજી, ઘણું સીક છે. પપા તો રહેછ, માસીજીબી આવેલાં છે."

"તારૂં નામ શું માય?"

"મારૂં નામ સુના."

"તારા પપાનું નામ?"

"પપા."

"પપા તો ખરા પણ તેવણનું નામ શું?"

"પેસ્તનજી."

"અં! વાહ તું ઘણી ડાહી છે કે?"

"હા, તમે મારાં મમાને સારાં કરસો?"

"હા, તારાં મમાં સારાં થશે, અંકે!"

બસ, હયાં નરીમાનના બધા અકૂડા તકૂડીના ઢડાવો ઉડી ગયા આય નીરદોષ બચ્ચું એ વખતે થોડુંકમાં નમાચુંબી થાય તેને બાપ પેસી તેનેજ તે હેરાંન કરે? નહી કરે, નરીમાનનાં દીલમ. જીગરને બદલે પહરનો ટુકડો નહીં હતો. તે સ્વચ્છ લોહીનો મોટાં જીગરનો એક પકો ગ્રહસ્થ હતો. અલબત તેણે જે બધા ઢેડાવો

કીધા હતા તેની સામે મજબુત કારણો હતાં પણ તે કારણોનેબા આજે આય પલે ઠોહડે મારવા તઇયાર થયો. અને પેસી તેની આગલ આવે અને તેને મલે તે આગમજ તયાંથી ચાલી જવા માડયું પણ તેટલાં તે ઓરડા તરફ આવતાં કોઇનાં પગલાંનો સાદ આવયો અને જરા વારેતો પેસી વોલેસ તેની સામેજ બારણાંમાં આવી ઉભો, અને ઓરડામાં બેઠેલા નોશેર તરફ ફાટેલે ડોળે ડીકવા કીધું.

"તું અંહી? તે બોલ્યો" ઓ ખુદા!

"હા, હું અંહી" નોશેરે ડોળા કડડાવી જવાબ દીધો. તેને જોતાંજ તેનું લોહી ઉકળી આવ્યું હતું.

"કાંય? તું કાંય આવયોછ?"

"તે તું મને પુછેછ? તું કાંઈ જાણતોજ નથી? ક્યામતનો આય દીન છે તે તું જાણતોજ નથી? લેણુ-દેણુ આપલે કરવાનો આ દીવસ છે તેની તુંને ખબરજ નથી! સાત વરસનો મારી સાથનો તારો જુનો હીસાબ ચુકતે લેવા હું અંહી આયોછ."

"તું શું બોલેછ તેની મને સમજ નથી પડતી."

"ત્યારે જો સાંભળ-તારી સાથે મારો નાસ કરનારો પેલો દોરાબ મારી નજીક કહેની કે મારા હાથમાંજ પોતાનું માથું મુકી ગુજરી ગીયો પણ તે ગુજરે તે આગમજ તેણે પોતાનો લેખીત-યકરાર મને સોંપ્યોછ અને તેનો હવે હું ઉપયોગ કરવા માંગુછ."

"ત્યારે શું તું મારો નાશ કરવા રાજી છે ?" તે ધીમે અવાજે બોલ્યો "ઓ ખુદા ! આય શું ગજબ અને તેબી કેવે ટાઇમે ! મારી બઇરી સીક છે કોણ જાણે તે જીવશે કે નહીં તેનીબી ખાતરી નથી તો આય ફટકો તેને અંત જલ્દી લાવશે ને મારૂં ફુલ બચ્ચું એ ખોદા, ને આજે સૌને માટે પપેટીને મારે માટે આય ? નસવાન તુંને કાંઇજ દયા નથી ?"

"શાને માટે હોય ! તુને મારે માટે શું હતી ? તેં મને તારૂં હથ્થાર બનાવ્યો–તેં મારો નાશ કરી મને દુન્યાની સપાટી ઉપર રખડતો કીધો. પેરી ખુદાને હાજર નાજર જાણીને હું કઉંચ કે પાંચ વરસ મેં ઘણી સખતીનાં કાંઇછ–તે દરમયાન–કોઇ કોઇ વારતો પાઉંના ટુકડાનો મહોતાજ હું રહ્યો છ."

પેરી નસોસ થઇ માથે હાથ દઇ એક ખુરસી પર બેઠો. આટલો વખત પેલી બુચી સુના આ સઘલો બનાવ જોતી મોંહમાં આંગળું ઘાલી ડઘાઇને ઉભી હતી.

નોશેરે તો વાંચનારે આગળ જોયું તેમ શું કરવું તેનો વિચાર કરી મુકયો હતો અને હવે તે વિચાર કેમ અમલમાં મુકવો તેની તે વમાશણમાં હતો તેટલાં "સુન્નું–સનામાય" કરી પેરીની બુચીને હાંક મારવાનો બાહારથી કોઇનો સાદ આવ્યો અને નોશેર ચોંકયો, તે જાણીતો–અવાજ કોણનો હતો તેનો તે વિચાર કરે તેટલાં તે ઉંઘાડાં બારણામાં એક અબલાનો આંકાર આવીને ઉભો રહ્યો.

"ઓ, મીસ પટેલ! નોશેર બોલી ઉઠયો "તમે મી૦ નરીમાન અંહી ?"

હયાં હવે ચુપકીદી પંથરાઇ રહી-કોઇ કંઇ બોલ્યું નહી, અને રૂપાં પટેલ તે બને મરદો તરફ અવારનવાર જોતી ઉભી અને નોશેરનો ચ્હેરો જાણે હમણાંજ નવસારી જઇ તાડી પી આવ્યો હોય તેવો તેનો ચહેરો લાલતોટી જેવો થઇ રહયો હતો! "તયારે, મી૦ નરીમાન તમારી આય-રસ્તાખેજ કે ?"

નરીમાન નીચી મુડી કરી મુગો બેસીજ રહયો.

"તમે કાલે મારી આગળ તમારી હકીકત કેહી ત્યારે મને સ્વપને ખ્યાલ નહી હતો કે તમે મારા બંનેવીનેજ માટે બોલતા હતા અને તેવી કશુબી જાણ વગર મેં તમને આજનો દાહાડો તમારાં એ કામ માટે મુલતવી રાખવાની ભલામણ કીધી હતી. હવે, મી૦ નરીમાન આજનો દાહાડો તમારી પાસેથી હાથ જોડીને હું માંગી લેઉંછ. મારી બેહેન બીચારી"—અને હયાં તે અબલાની આંખ્યોમાં આંશું આવી ગયાં "તુ કયાં સુતીછ-ખુદા બીચારીને બચાવો મારા બાવા દાકતર માસી નાને બોલાવા ગીયાછ-કેસ ઘણો ખરાબ છે. કદાચ જાલેમ ઓપરેશન કરવું પડશે-ને મારૂં આય ફુલ બચ્ચુ'—" નહી બોલાયું રૂપાં પટેલથી વધુ નહીં બોલાયું.

"મીસ પટેલ, તમારે વધારે બોલવાની અગત નથી, કેમકે

તમારા કરતાં આ સુન્નુંએ પોતાના બાપનો કેસ મારી આગલ વધારે છતાથી રજુ કીધો છે અને તમે અંદર આયાં તેની અગાઉજ મારે શું કરવું તેના ઠેડાવ ઉપર હું આવી ચુકયો હતો. અને તે ઠેડાવ આ હતો—" એમ બોલી તેણે પોતાનાં ગઝવાંમાંથી પેલો દારાબનો તકરારી કાગળ કાઢી તે તે બેઉના દેખતાં ફાડી નાંખ્યો.

"હું માફ માંગુંછ પેસી" તે પેલા આગળ જઇ પોતાનો હાથ શેકન્ડને માટે લંબાવી બોલ્યો "તારાં દુઃખના વખતમાં મેં તુંને ડીસ્ટરબ કીધો છે તારી મુશકેલી હાલત છે તે હું જાણુતો નથી, પણ એટલું તો ખરાં દીલથી આજને મુબારક રોજે ચાહુંછ કે ખુદા તારૂ ઘેર સલામત રાખે! સાહેબજી" અને નોશેર પોતાની પાઘડી લઇ તયાંથી જવા કરતો હતો તેટલાં પેસી તેના આગળ આવી તેને તોટે વલગી ધમ ધ્રસ રડી પડયો તે જોઇ રૂપાંની આંખોમાં આંસું આવી ગયાં અને એ બધું જોઇ ગભરાઇને પેલી બુચી મીસ રૂપાંને વલગી રડી પડી.

પણ જે એક જાન આ અને પેલી દુન્યા વચ્ચે લટકી રહયો હતો તેનો વિચાર કરી બધાં તુરત શાંત થઇ ગયાં.

"ચાલો તયારે હું હવે જાઉંછ—પેસી તું મને માફ કરજે હું અમસ્થો પુછુંછ કે—કાંઇ પૈસાની અગત—"

"નહીં, ઠેકયું, મગર તે શું ઓછું કીધુંછ કે વરી હું તારી

પાસે એ મદદ માંગુ"

"વારૂં ત્યારે સાહેબજી"

"નહી, તમે એમ ના જાવો" રૂપાં બોલી "બાબા આવે ને મલીને સીધારો"

આજે તે વાતને લગભગ દશ વરસ થઇ ગયાં છે અને આપણો નોશેર અને રૂપાં મીસતર અને મીસીસ નરીમાન-તરીકે તેઓના તારદેવ ખાતેના બેજન બાગમાં મજાહ કરે છે તેઓને ત્યાં ગુલાબ જેવાં બચ્ચાંઓ—એક બુચો અને એક બુચાં છે-બુચાંને મોઢે પટપટારો છે તેથી તેના બાપે જોકે તેનું નામ મીસ પટપટ રાખ્યું છે તો પણ તેના દોસ્તો તે તેને તેના અપાર-ખુબસુરતીને લીધે "બેજન બાગનું બુલ-બુલ" કરી બોલાવે છે.

પેસી અને તેની ધણીયાણી તે રૂપાં નરીમાનની બેહેન સુખી અને તંદરોસ્ત હાલતમાં છે અને સુનુંનાં લગનની હાલ તેઓ બધાં ધુમ ચકરીમાં છે.

(સમાપ્ત.)

# કુસરેવજના કરતુક!

## એક ટુંકી વારતા.

(લખનાર—"મશરેક")

૧.

"મારો ધંધો? મારો ધંધો પુછોછ સાહેબ? ખાવું—પીવું—પેહરવું—ફરવું મજાહ કરવી અને લાગ ફાવે તો કોઇનું ગળું કાપવું એ મારો ધંધો." તે મવાલીએ જવાબ આપયો.

આ જવાબની સુનંદી (!) ભાષાથી મલકાઇ જઇને નવાબ સલામતજંગ બીનં અશરફકેરદારે ખરીયાની જેલીની માફક પોતાનું તામરાં જેવું પાનશેરયું પેટ હીલવીને હસયા કીધું.

"હા-હા-હા—! કયા અચ્છી સુનાઇમીયાં હજમશુદબખશ, કયા ખુબ કહી કે જેના જેવી વાતજ દુન્યાના અફસાઉન પરદાપર મળી શકે નહી—"

પોતાની વખાણુ પોતાના જેવાજ લુચ્ચા આસામી તરફથી થતી સાંભળી મવાલી હજમશુદબખશનું સીનું ખુશાલીથી ધકધક હાલવા લાગયું.

"મને જોઇતા હતા તેવાજ માણુસ આપ મળી આવ્યા છે. એટલે મીયાં હજમશુદબખશ સાહેબને કેહેવાની કંઇ ઘણી મોટી અગત્ય નથી કે" કસરેવજ કામોના કરનાર સલામતજંગ બીન અશરફ કેરદાર નવાબે પેલાને છેક તાડના ઝાડપર ચઢાવીને કહયું "તમો સાહેબ મારૂં કામ ઘણી અચ્છી તરેહસે બજાવશો, કેમ નહી બોલ્યા મીયાં સાબ?"

"અરે સાહેબ કામ પુછોછ! કામતો એવું બનાવું કે જેનું નામ કામ. તમારા મોઢાંમાંથી શબ્દો બહાર પડે એટલીજ વારની ખોટી તમો એકવાર બોલો અને પછી જુઓ કે તમારો નમનતાએ ભરેલો સેવક કેવી સરસ રીતે કામ બજાવી આપે છે!!" અને એટલું બોલવા પછી મવાલી મીયાસાબ (!) હજમશુદબખસે એક ખંખાર મારીને પોતાના બંને હાથોની પહેલી બે આંગલીઓથી પોતાની મુછના આંકડાએ ચઢાવવા માંડયા.

ત્યારે હું ધારૂંછું કે આપરે આપણાં કામપર ઉતરયે તો સારૂં" નવાબે ટુંકુ કરતાં કહયું "જોવોની સાબ, એક ખુન કરવાનું છે." અને હજમશુદબખશના ચેહેરાપર આ વાકયથી શું અસર થાય છે તે જોવા નવાબે બોલવાનું અટકાવ્યું, પણ હજમશુદબખસના ચેહેરાપર કાંઇબી નવો ફેરફાર થવા પામ્યો નહી. મોહો કુમળાવવાને બદલે ખુનનું નામ સાંભળીને મલકાતો બોલ્યો.

"એક ખુન! તેમાં શું મોટી વાત છે? એકને બદલે એકસો કહો તો તમારો સેવક હજમશુદબખશ સરોચશમથી

તઇયાર છે—અરે સાહેબ ખુન કરવાનું કામ તો તમારા સેવક આગળ એક મરઘી કાપી નાખવાના જેટલું સેહેલું છે—બસ,—રૂ—પી—યા મલ્યા તો સેવક એવાં કચકંઇ ખુન કરશે,—સો—ના—ની મો—હો—ર મલી તો એકને બદલે એક હઝાર જણના ડોકાં છટકાવવા મીયાં હજમશુદબખશ કમર કસીને તઇયાર છે. જુઓ સાબ નામબી કેવું પેશ પડતું મેં લીધું છે, મીયાં હજમસુદબખશ, જેનું આવે તે હજમ કરવું અને તેના બદલામાં તેનું કામ બજાવવું એ મારો ધરમ એ મારૂં કરમ અને એ મારો ભરમ છે.

"વાહ–વાહ! વાહ મીયાં હજમસુદબખશ, વાહ!! શું તમારી જંબાદરાઝી છે" નવાબે તે કસરેવજના સખત બરડાપર હાથ ઠોકતાં તેને છાપરે ચઢાવ્યો "જાણે જાણે, આપણા દરજી દમાદનુરની તેજદાર કાતર! પણ હવે તમો તમારૂં કામ સમજો તો બેહેતર." નવાબે પાછું ટુકું કરતાં વધારયું "જુઓની તમને આવતી કાલે રાતે મોટા નવાબ શાહ બેગજાંહના બેટા નાસીર ઉલ–મુલકનું ખુન કરવાનું છે અને તે કામ જો પાર પાડશો તો તમને એક હઝાર અશરફી મળશે."

"એક હઝાર અશરફી! હું તો એક હઝાર પુરીકાં બરફી સમજયો–હેં–હેં હેં" અને ગમાર જેવાએ પોતાનાં ઘેલાં ગાંડાં બોલવા ઉપર તે જાણે કેવોક મોટો વાઘ મારયો હોય તેમ ખુશ ખુશ થતો બોલ્યો "એક હઝાર પુરીકાં બરફી મળે તેટલા પઇસાએ એક ખુન કરૂં તો પછી એક હઝાર અશરફીતો–ઓ મારા બાપના

દાદા! તેટલી મોટી રકમ તો મારા દીકરાના દીકરાના છોકરાના પોરીયાને [illegible] અને તે લોકનેબી ખાતાં ખુટે નહી તેવો મોટો ખજાનો" પંઈસા નહી દીઠેલા તે લુચ્ચાએ કોણુ કોણુને તે હજાર અશરફીઓ ચાલશે તેની વાહીયાત બકવાનું દાસ્તાન ચલાવતાં પટપટારો કીધો.

ત્યારે શું તમો એ કામ કરવા તઇયા છો?" નવાબ અશરફ ફેરદાર પેલાના જાુદા લવારાથી જો કે ઘણો કચવાતો હતો તોબી પોતાનું કામ કહાડવા તેને છાપરે ચઢાવતો હતો તે હવે સેહેજ કંટાળેલો ચેહરો કરી પુછવા લાગ્યો.

"હું જોઉંછ કે આપ સાહેબ બહુ ઉતાવળમા છો તો ભલે હુંબી મારૂં કામ ઉતાવળુજ કરશ અને તમોને એક હજાર અસરફી ઉતાવળીજ તોલવી પડશે અને મને તે બધી અશરફીઓ ભરતાં ઉતાવળેથી મારી બીબીને એક થેલી સીવવાને ઉતાવળે હુકમ આપવો પડશે અને તે પછી ઉતાવળેજ તે થેલીમાં અશરફીઓ ભરી લઈ માંરે ઉતાવળે કદમે ઉતાવળેથી ઘરે ઉતાવળે જઇને ઉતાવળે——"

"બસ બસ મીયાં હજમશુદબખશ તમારૂં એ બધું "ઉતાવળું—ઉતાવળું" દાસ્તાન હવે અહીંજ બંધ કરો અને જાઓ તમારૂં કામ પાકું કરી આવો." નવાબ અશરફફેરદારે આ ભેજાં ફાટેલના ફૂતવાથી કંટલાઇ જતાં કહયું.

આખરે તે ચંડાળ, ખુની, ગળાંફાસું, કસાઇદીલ, ખાટકી હજમશુદબખશ ત્યાંથી ગયો અને પોતાના મગજમાં છુરી પુચ્છા

નું બી વાવતો ગયો જેનાં પરીણામનું ઝાડ ઉગેલું તે કાલ રાતે જોવાની મરજી રાખતો હતો.

કરપીણુ તે ખવીસ!!

*　*　*

૨.

"બીબી અદરખ!—ઓ બીબી અદરખ!! હજમશુદબ-ખશ ખુની હતો તો તેની બીબી જીંજર એલ હતી! ગમે તેવો લુચ્ચો હજમશુદબખશ હતો મગર તે પોતાની બીબી ખતીજાથી બીહતો હતો અને તેણીના આદુ જેવા તીખ્ખા સવભાવને લીધે તે તેણીને હસવા મશકરીમાં "બીબી અદરખ" ને નામે બોલાવતો હતો અને વળી નવાઇ જેવું તો એ હતું કે એ મરચાનાં તીખ્ખા એસેન્સની ટેમપરેચરવાળી ખતીજા પોતાનો ધણી તેણીને "બીબી અદરખ" ના નામથી બોલાવતો તે તેણીને ઘણુંજ ગમતું હતું!!

"ઓ–જી–જી, આવીજી" તેણીનો જીવ પોતાના ધણીના બોલવાથી સખે ગયો અને તેથી તેણી ૩–૩ વખતના 'જી'થી પોતાનો જવાબ આપતાં દોડી આવી.

"વારૂં મકુંજે તારો મીજાજ કેમ છે તું, વાહલી ખતીજા."

જાઓ જાઓ, મુગા મુગા બેસી રહો હવે, સવારે મારા સુરવામાંનું ગોસ્ત ખાઇ ગયા અને હજી તો વળી સતા થઇને પુછોછ કે 'તારો મીજાસ કેમ છે.'—જાઓ હું તમારી સાથે

બોલવાનીજ નથી.' ખતીજા બીબીએ નાકનું નસકોરૂં ગુસ્સાથી લંબાવતાં જાણે શું એક દાદાનો બંગલો તુટી પડયો હોય તેમ બધું ગમગીની ભરેલું ડાચું વકાસીયું !

"સુરવામાંના ગોસ્ત સાથે તારા મીજાસને નીસબત છે તો મેં આજેજ જાણ્યું, મારી વ્હાલી ખતીજા બીબી." હજમશુદબખશે દીલલગી કીધી.

"તમુને એક વખત ના કહયું, દશ વખત ના કહયું, હજાર વખત ના કહયું, દશ હજાર વખત ના કહયું કે તમે મને ખતીજાબી કરીને ના બોલાવો મારૂં નામ તમે "અદરખ" મુકયુંછ તો અદરખ કરીનેજ મને ખતીજાના લુખા સુખા અને પ્યાર વગરના નામથી બોલાવીછ તો હું મારા કાકાના મામાની ચાચીને ત્યાં ચાલી જવસ અને તમારૂં મુએ મોનું નહી જોવસ."

"અદરખ બીબી" નો જીંજરએલ પાવરફુલ ફોરસથી ચઢયો એટલે મીયાં હજમશુદબખશના પેટમાં કુતરાં બીલાડાં દોડવા લાગ્યાં.

"અરે નહીરે જી, એ તો તમો નામદાર, નામવર કદરદાન, નામની ઉઠાવનાર, બેગમ હમીદા-ઉદ્દીન-નુરૂદીનની ખુબસુરતી ધરાવનાર ચેહેરે નમુન બીબી અદરખ સાહેબને જણાવવાનું કે એ તો ચામરાની જીભ હતી તે ફીસકી ગઇ, મગર હવે ખયર તે વાત રહેવા દો અને કહેવાનું એ કે બીબી અદરખ તમારૂં એક ઘણુંજ મોટું કામ છે.

મારૂં કામ તો તમુને દીવસમાં સો વખત પડશેજ, તેમાં

આજે વળી નવાઇની વાત તો તમે શું કહી બતાવી જે "આજે બીબી અદરખ તમારૂ એક ઘણુંજ મોટું કામ છે" કરીને મને વાત સમજાવવા આવ્યા" બીબી અદરખે પોતાના આ-દુનો રસો મીયાંપર ઉતારતાં તેની ખીજ પાડી "કંઇ દાડીયાં મળશે? દાઢીયાં જો મળે તો તમારી અદરખ તઇયાર છે."

જો ત્યારે શું તું એમ સમજેછ કે હું ફુસમુટીયાં લીધા વગર કંઇ કામ કરતો હોવસ કે? આપુને તો જોઇયે પેહેલે દામ અને પછી કરીયે આપણે કામ." હજમશુદબખશે પોતાની સુરીયાણી ઝબાંદરાઝી ચલાવી.

"યાદ રાખજો ત્યારે કે દામ મળયું કે બીબી અદરખને ભુલતું નહી અને જો ભુલ્યાછ તો આય પગમાંનું ખાસરૂંજ કાઢીને મારસ-જુઓ સમજો. જે કાંઇબી મલે તેમાંથી મને પહેલાં રૂપાની માળા જોઇશે અને વધારે સમજો, મને પેલી આપણી બાજુમાંના બાવરચી રીકાબુદીનની બીબી ફીસમીસે બનવાવી છે તે મને ઘણી ગમે છે તેવી માલા બનાવી અપાવજો અવે નહી તો આય મારૂં ખાસરૂંબી તમારૂં કામ નહી કરે" તે નેકજાદ (!) બીબીએ ધણીને સરોપાવ (!) આપતાં જણાવ્યું.

વાહ! બીબી અદરખ!!–તે ધણીને આંગલાંપર નચાવનારી ઓરતમાંની એક અસીલ (!) ઓરત હતી!!!

આખરે તે બેઉ વર બઇયરે પાંચથી દશ મીનીટ સુધી ઘુસઘુસ કરયા કીધી અને તે અરસામાં કંઇ અસંખ્યાબંધ વખતે "અદરખ બેગમ" નો આદુનો રેસો ફુલ પાવર ચઢી ગયો

મગર હજમશુદઅખશે લોહીનો ગોટ ગળી જતાં તેણીને સમજાવી-પટાવી-અને મનાવી લીધી.

"કેમ બીબી અદરખ—તમારે કબુલ છે કે નહી?"

"હા કામ તો ઘણું જોખમનું છે પણ તમો જ્યારે એક ખુન કરવા નીકલ્યા છો તો પછી હું આપણા નીમરૂદને નાસીસ-ઉલ- મુલકનાં ઓરડામાં મુકી આવવાનું કામ કરૂં એટલુંબી મારામાં પાણી નહી હોય એ બનવા જોગ નથી—હું તે જરૂર કરશ."

* * *

૩.

આખરે તે કરપીણ કામ બજાવવા માટે જે વખતની રાહ જોવામાં આવતી હતી તે વખત નજદીક આવ્યો.

સાંજે બીબી અદરખ પોતાની શેઠાણી તે નવાબ શાહાબેગ-જાંહની બેગમ પાસે ગઇ.

"બેગમ સાહેબા મારા નીમરૂદની જીંદગી મને લાગેછ કે ભયમાં છે અને તેથી તમો બેગમ તમારા નવાબજાદા નાસીર-ઉલ-મુલકના સુવાના ઓરડામાં આજની રાત માટે નીમરૂદને રાખો તો આપની ઉપર મુજ કમતરીન મોટી મેહેરબાની થશે."

"જા—જા ઘેલી, તારા હમેશના ચકડોળ વીચારોનો એક નવો ઘેલો વીચારને હાલ પકડેલો માલમ પડે છે. વળી ભય તે શું હોય કે નીમરૂદની જીંદગીની તેથી ધાસ્તી આવી પડે! જા-જા ઘેલી, હંમેશની તું એવીજ ઘેલી રહી ગઇ કે? તારો

વર કહેછ કે તું અદરખ છે તે ખરૂંજ છે-તારા ઘેલા વીચારો જે તું દરરોજ નવા નવા રજુ કરે છે તે તારા અદરખી ભેજાનો એક વધુ પુરાવો છે.

"બેગમ સાહેબા, હું સાચ્ચુંજ કહુંછું. મેં ગઇરાતે એક એવો ભયંકર સ્વપ્નો જોયો કે જેનો મુકાબલો નહીં મળે જરાબી રેહેમ તમારા દીલમાં હોય તેનો ઉપયોગ એ કરો કે મારા નીમરૂદને આજની રાતને માટે તમારા નાસીર-ઉલ-મુલકના સુવાના ઓરડામાં સુવાદો, મારા નીમરૂદને નાસીર સાથે દોસતીબી છે એટલે એ બેઉને સોહવાઇ જશે."

બીબી અદરખની માયાવાળી શેઠાની બેગમ આખરે પીગળી ગઇ અને તેણીએ પોતાની એ ખાસ દાસીનો આ જાતના લવારાને પણ ઉતેજન આપ્યું,

ભોળી બેગમ! તેણીને શું ખબર હોય કે તેણીના બેટા નાસીરનું ખુન કરવાની મતલબથી એક દાગો રમાતો હતો, પણ ખુદાઇ લાકડીને શાનો અવાજ હોય છે?—પેલા પાપી જોડને તેમનું પાપ તેમની સુધી સુધી ગુમાવવા જેટલી હદપર તેમના ભેજામાં ચઢી ગયું હતું તેની તે પાપીઓને શું ખબર? તે લોકો એટલાં તો ગાફેલ બની રહયાં કે હજમશુદબખશે પોતાના બેટાને નવાબજાદાના ઓરડામાં સુવરાવવાથી એ વીચાર રાખયે કે અગર જો ખુન કરયા પછીથી તે પકડાઇ જાય તો તે પોતે એવું બહાનું કાઢે કે "તેણે ખુન કીધું હતુંજ નહી અને રાતે નવાબજાદાના સુવાના ઓરડામાં આવવાની તેની મતલબ

એ હતી કે તે પોતાનાં બેટા નીમરૂદને જોવા આવ્યો હતો.

પણ તે ગાફલ ખુની શું જાણતો હતો કે તેવા તેના ખુલાસાથી તો તેનું ખુનીકામ આર પકડઇ જતું હતું. પણ ખુની, મકાર લબાર અને બુરાઇઓના કારદારો જો પોતાની એક મકસદ તરફ જુએ છે તો બીજી મકસદ તરફ તેઓ આંધળા બીત થઇ જાય છે.

આખરે રાત પડી નવાબજાદા નાસીર-ઉલ-મુલ્ક પોતાના મીત્ર નીમરૂદ સાથે રમતગમતમાં કેટલો વખત ગુજારી સુઇ ગયો, નીમરૂદનું બીછાનું તેના ઘેરના બીછાના કરતાં આજે ઘણું સારૂં હતું અને તે છોકરો ઇચ્છા કરતો કે તેના માબાપ દર રાતે તેને તેના મીત્ર નાસીરના ઓરડામાં સુવાની રજા આપે!

બીલકુલ અંધારી તે રાત હતી અને બીલકુલ શાંતી સાથની ચુપકીદી પંથરાઇ રહી હતી. એક આકાર ચોરી છુપકીથી ઝાડીઓની વચે ભમતો હતો તેને માથાથી પગ સુધી કાળો પોશાક પેહેરેલો હતો અને પોતાનો આખો ચેહરોબી એક કાળાં કપડામાં છુપાવી લીધો હતો, માત્ર જોઇ શકાય તે માટે તેણે આંખ આગળનો ભાગ ખુલ્લો રાખ્યો હતો અને દમ લઇ શકે તે માટે નાંખનાં નસકોરાં અને મોઢાંના ભાગ આગળથી તે કાળું કપડું કાતરી કાઢેલું હતું.

તે આકારે ધીમે ધીમે પોતાનાં પગલાં—ઉંચકયા અને આસ્તે આસ્તે તે પોતાના પગલાં મેહેલ તરફ લંબાવવા લાગ્યો. સંત્રી ઉંઘાયલો હતો તેનો લાભ લઇ તે આગળ વધ્યો અને

તેણે નવાબઝાદાના ઓરડામાં પગલાં મુકયાં. ઘણાજ ધીમો તે ચાલતો હતો અને પળેપળ તે પોતાની આજુબાજુ અને પાછળ જોતો રહેતો હતો

ઓરડામાં પુગવા પછી તેણે પોતાના ડગલા નીચે છુપાવેલું એક છુપું ફાનસ કાઢયું અને તેને સળગાવ્યું. તે ફાનસની રોશનીના કીરણો તેણે આસપાસ ફેંકયાં અને તુરતજ પોતાની સ્ત્રીએ આપેલી ઇધાણી મુજબ નવાબજાદા નાસીરનું કીમતી જાહેર જુહરોથી બીછાવેલું બીછાનું શોધી કહાડયું. વખત તે ખોહવા માંગતો હતો નહી. દર પળે તે પકડાઇ જાય એવી તેને ધાસ્તી લાગતી હતી અને તેથી જેમ બને તેમ ઝડપથી તે પોતાનું કામ કરવા માંગતો હતો.

એકજ સપાટામાં તેણે પેલું છુપું ફાનસ બંધ કીધું, ગજવામાં સેરવી દીધું અને પછી પોતાના પગલાં નવાબજાદાના બીછાના તરફ લંબાવ્યાં.

તેણે પોતાના પથ્થર સમાન સખત દીલથી પોતાનું પાપી કામ કીધું—બેઉ હાથેથી તેણે સુતેલા સરદારનું ગળું દાબી દીધું અને તેનો દમ નીકળવા પામ્યો નહીં ત્યાં સુધી તેણે પોતાનું પાપી કામ ચાલુ રાખ્યું. તેણે તે પછી પોતાનું કામ બરોબર થયું છે કે કેમ તે તપાસવા એકવાર ફરીથી પેલું ફાનસ કાઢયું અને મુએલા આકારના ચેહરાપર તેની રોશની ફેંકી—તો—તો—તેજ વખતે તેના જીગરમાંથી આગનો સોલો સળગી ઉઠયો હોય તેમ ગરમ લાગણી ફેલાઇ અને તેનું મગજ ફરી ગયું અને

પેલા ફાનસ સાથેજ ભોંયપર પછડાઇ પડયો.

ખુની હજમશુદબખશે કોણનું ખુન કીધું હતું.

પોતાનાજ બેટા નીમરૂદનું—ત્યારે બુરી ઇચ્છાનું આખરે બુરૂં પરિણામ આવ્યું હતું,નવાબજાદા નાસીરનું ખુન કરવાને બદલે તેણે પોતાના બેટા નીમરૂદનુજ ખુન કીધું હતું.

કુદરતનો તે ફટકો તે ખુનીને જબુન લાગ્યો હતો અને તે બેશુધ થઇ પડયા પછી ઉઠવા પામ્યોજ નહી હતો.

તે પાપીને ખબર નહીં હતી કે તેનો બેટો નીમરૂદ મધ્યરાતે પાણીની તલબ કરતો ઉઠયા પછી અને દાસીને હાથનું પાણી પીવા પછી નવાબજાદા નાસીરનાજ બીછાનામાં સુઇ ગયો હતો!

જો કે ખુનની કોશેશમાં પોતાની મદદમાટે બીબી અદર-ખપર આરોપ મુકી પગલાં ભરવામાં આવ્યાં નહીં હતાં તોબી તે સ્ત્રી જીવતી હતી છતાં મુએલી અવસ્થા ભોગવતી હતી.—તેણે પોતાના એક પુરા બેટાને અને પોતાના ધણીને ગુમાવ્યો હતો.

નવાબ અશરફ કેરદારને ખેતાબ છીનવી લઇ તેને રવડતો કરવામાં આવ્યો છે.



# વીંટીની કાહણી!

(ટુંકી વારતા.)

(લખનાર—રફીક.)

તા૰ ૧ લી ફેબરવારી ૧૮૫૨ ને દીને જ્યારે એલેનઝોનનો અમીર કેન્તરબરી ખાતે ઇગ્લાંડની રાણી ઇલીઝાબેઠને છેલ્લી સલામ કરી ફ્રાન્સ જવા ઉપડયો, તે દીન ઇંગ્લાંડને માટે ખાસ ખુશાલીનો હતો. અઠવાડયાંઓ સુધી જે ફીકર અને ચીંતામાં ઇંગ્લાંડનું લોક ચકચુર થયું હતું તેનો આખેર છેડો આવેલો દેખાયો. એલેનઝોનનો અમીર રાણી ઇલીઝાબેઠના હાથનો એક ઉમેદવાર હતો. અને તેણીની સાથે તે શાદીના ગાંઠથી બંધાઇ ઇંગ્લંડની ગાદીનો તેણીની સાથે જોડયો રાજા થવા ચાહતો હતો. તેના એ વાચારે ઇંગ્લાંડના લોકમાં બેદીલી ફેલાવી તેમને ચોંકાવી મેલ્યાં હતાં, કેમકે તે અમીરે સેન્ટ બારથોલોમીયું ખાતે ચલાવેલી ઇંગ્રેજોની કતલ કાંઇ ઇંગ્રેજોનાં મનમાંથી ભુલાઇ ભુસાઇ ગઇ ન હતી. તે સબબસર તો એ અમીર ઇંગ્લાંડનાં લોક વચ્ચે એટલો

અલખામણો થઇ પડયો હતો કે તેને અને તેનાં નામને એકે એક જાણ ધીક્કારતું અને જયારે તેમજ હતુ ત્યારે તેવો એક અમીર ઈંગ્લાંડની રાણી સાથે શાદીથી જોડાઇ ઇંગ્લાંડના લોકપર હકુમત ભોગવતો થાય એ ખયાલ ઇંગ્લાંડના લોક કેમ શાંખી શકે? અમીર એલેનઝોન તેણીના હાથના એક ઉમેદવાર દાખલ રજુ થયા પછી રાણી ઇલીઝાબેથ તેના સંબંધમાં લંબાણ અને અલ્લલ તપેનો પત્ર વ્યહવાર ચલાવી એવો તો અજબ જેવો ભાગ ભજી બતાવતી હતી કે ચગોર, ચપળ બુદ્ધિના અનુભવી રાજદ્વારીઓનીબી અક્કલ ઘડીપર હેરત પામતી હતી. ઘડીમાં તેણી એવો મક્કમ ઠેડાવ જાહેર કરતી કે બસ તેણી તેને પરણ્-વાનીજ અને ઘડીમાં તેની એ માંગણીના બદલામાં એવી શરતો નક્કી કરી તેને ઉડાવતી કે તેની માંગણી ધસીને ના પાડવાનો જોખમ તેણીને શીર રહેજ નહીં. રાજદ્વારી મતલબને ખાતર તેણીને એમ બેવડો ભાગ ભજી બતાલવાની ફરજ પડી હોય એ બનવાજોગ છે. તે છતાં તેને માટેના તેણીના પ્યારે પણ કાંઇક તેણીના મનપર અસર કરી હોય એ કાંઇ છેક ન બનવા જોગ નહીં હતું. ત્યારે આખરે અજાંમ તો એ આવ્યો કે અંતે તેની મરજી વિરૂદ્ધ તેને ઇંગ્લાંડ છોડી ચાલતું થવું પડયું રાણી પોતે તેને મુકવા છેક કેન્તરબરી વેર આવી હતી અને તેનીથી છુટાં પડતાં તેનાં ગળામાં પોતાના બન્ને નાજુક હાથેઃ ભેળવી આંખમાં આંસુઓ લાવી જેમ બને તેમ જલ્દી પાછા ફરવા તેને વિનંતી કરી તેને છેલ્લી સલામ તેણીએ કીધી હતી. એવું સત્તાવાર નોંધા-

ચલું છે કે તે વખતે તેણીએ બતાવેલી ગમી અને ઉદસી માત્ર બહારનીજ હતી, જ્યારે અંદરખાંનેથી તો તેના ગરવા બાબે તેણી રાજી હતી અને ચાહતી હતી કે તે કદી પાછો ફરેજ નહીં.

હવે તે મુજબ ખરેખર બનવા પામ્યું હતું કે નહીં તે નીચલા બનાવપરથી જણાશે.

એસેક્ષના અમીરના ગયા કેડે રાણી ઇલીઝાબેથ એવી તો ચીરડાણ અને કરડા સ્વભાવની બની ગઇ હતી કે ભલા ભલાઓ સાથે નજીવી નાની બાબતસર છીતાં શોધી ચીડડાં ફાડતી હતી અને તેણીની આ વલાણુ તેણીની આસપાસ ઉભા રેહતા ઓધેદારોને એટલી ગરમ પડતી ચાલી કે તેઓ કાંઇને કાંઇ બહાણે ત્યાંથી જઇ દીવસોના દીવસો સુધી ગેરહાજર રેહતા. એ કીસમના ઓધેદારોમાં લોરડ બરલી—રાણીનો વડો ખજાનચી—એક હતો, જે પણ કાંઇક બાહણું કાઢી તેણીની દરબારમાંથી સટકી જઇ કેન્તબરીની પાદરે રહેતા પોતાના એક ઇષ્ટામિત્ર સર જોન સેકવીલને ત્યાં ખુશ ગપ્પા મારવા ચાલી ગયો હતો. તયાં તેને ખરેજ દીલેજાની ભર્યો આવકાર મળ્યો. તે સર જોન સાથે વાતે વળગ્યો પણ તેની એક ચશમસર જોનની બેટી મારગરેટના સુંદર ચેહરા અને શોભીતાં કદપર ઠડી બેઠી હતી. મીસ મારગરેટ તે વખતે તેણીનો અસંખ્ય વખનારાઓમાંના એકની સાથે ખુશ ગુફ્તગોમાં રોકાઇ ઉંચો કદાવર આંગે ભરેલો એક સિપાહ બચ્ચો હતો, પણ હાલ તેના ચ્હેરાપર ચઢી આવેલા રતાશપરથી જણાઇ આવતું હતું કે જંગનાં મેદાનનો તે ખેલાડી

બચ્ચો એક નવજવાન નાજનીનની રૂબરૂ ગભરાઇ અકળાઇને ઉભો હતો.

ગોડફ્રી વેન્ટવરથ તે બહાદુર જવાનોમાંનો એક હતો કે જેઓ જાણીતા દર્યાઇ મુસાફર સર ફ્રાન્સીસ ડરેક સાથે જીવના જોખમે દર્યો દોહોવી આવ્યા હતા; પણ તે-તેઓમાંનોજ એક જવાન-એટલો તો શરમાલ, એટલો તો નરમ અને દિલનો એટલોતો મુલાયમ બની ગયો હતો કે સુંદર મારગરેટની ખુશીથી ચમકતી આંખો અને હસ્તા મુખડા તરફ નીહાળીને જોવાની તેનામાં તાકાત કે હીંમત હતીજ નહીં. વળી તે અફસોસ સાથે એકરાર કરતો જણાતો તે જેમ જેમ તે ગરીબ અને નમાનો બનતો હતો તેમ તેમ મારગેટ તેની તરફ કઠણ અને ફાંટાબાજ બનતી જતી હતી, અને એમ જાણું મેલાવડાઓમાં તે મારગેટથી અલગજ રેહેતો હતો જયારે બીજા શુરવીર જવાનો તેણીની આસપાસ એકઠા મળી પોતાની ચાપલુસીખોરી, ચીકાસદાર જબાનથી તેણીને રીઝવવાને અનીખના તારા તોડતા હતા. આજેબી એ જવાનોને તેના અંતઃકરણની મુર્તી મારગરેટ સનમુખ ગરીબીથી ઉભેલો ત-ત-પ-પ કરતો આપણે જોઇયે છીયે, તેણીને કાંઇ ગમતું બોલાવાના તે ફાંફાં મારતો હતો તેટલાં લોરડ બરલી તેની તરફ ફર્યો અને બોલ્યો:—

"કેમ, મારતર વેન્તવરથ, મારા સાંભળવામાં આવ્યું છે કે એલેનઝોનના અમીરના અતરેથી વીદાય થવા માટે તું ઘણો ખુશી છે. ખરી વાત છે કે?"

"અલબત, હા," આટલું બોલતાંજ તેના મ્હોપરનો રતાસ ઉડી ગયો. તેનું શરમાળ પણું જતું રહયું અને તેને જગે તેનું શુરાતણ તેના ચેહેરાને એકેએક ભાગે ચમકી રેહયું. "એ અમીર જો રાણી સાથે પરણે તો જયાં સુધી તેને પાછો અતરેથી હાંકી કાઢવામાં ન આવે યાતો ફ્રાન્સના જબરદસ્ત પગની એડી તળે એકેએક ઇંગરેજ કચડાઇ છુંડાઇ ન જતે ત્યાં સુધી આ દેશની લાગણી સમી નહીં જતે."

આ જવાબ સાંભળી લોરડ બરલી હસ્યો.

"તમે શું ધારોછ મીસ મારગરેટ?" તેણે પુછયું.

તે જવાન સુંદરી શરમાઇ ગઇ. આવા માહાન રાજદ્વારી આગળ પોતાનું મત જાહેર કરતાં તેણી બેશક અચકાઇ.

"અચકાવાનું કાંઇ કામ નથી" લોરડ બરલીએ માયાથી કહયું "ઓરતની રીત ઓરત સારી રીતે સમજી શકેછે. બોલ ત્યારે તારો શું વીચાર?"

"દીકરી બોલ શરમાના" તેણીના બાપે તેણીને ધીરજ આપી.

"મહેરબાન સાહેબ" તેણી બોલી "આવી ગંભીર બાબદમાં મત આપવાનું કામ મારૂંનહીંજ કેહેવાય, તે છતાં મારા વિચાર પ્રમાણે એલેનઝોનના અમીર માટે રાણી સાહેબ સાચો પ્યાર ધરાવે છે અને તેણીને જો લોક લાગણીની ફ્કર ન હતે તો તેણી સાથે બેશક પરણુતે તેને રૂખસદ કરતી વખતનો મેં તેણીનો ચ્હેરો જોયો, જે દલગીર અને દુઃખી હતો. તે ગયો તેથા તેણી

મુઝાય છે અને જો પાછોજ આવે તો તેણી ઘણી ખુશી થાય એમ હું ધારૂં છું."

આ જવાબથી પણ લોરડ બરલી હસ્યો.

"જો એ વિશે મને પુછો તો મારો જવાબ આટલોજ છે" વેન્તવરથ બોલ્યો "અને તે એ કે રાણીની વફાદાર રઇયતમાંનો એક હું છું, પણ ઇગ્લંડની રાજ્ય ગાદીપર કોઇ ફરેન્ચ યા સ્પેન્યરડને ચઢી બેઠેલો જોયા કરતાં મારાં બદનનાં લોહીનું એકે એક ટીપું રાજની નોકરીમાં રેડવાને હું વધુ પસંદ કરૂં."

"છટ, છટ" લોરડ બરલી કાંઇક ઠપકાની ઢપે બોલ્યો "એવો અધરપે બકબકારો તારે નહીં કરવો, અને તોબી હું પ્રમાણીકપણે કબુલ કરવાને અચકાતો નથી કે એલેનઝોનના અમીરના પટવાથી વધારે રાજી હું થયો છું."

એટલામાં તે ઓરડાનું બારણું ઉઘડયું અને ગંભીર ગભરાયલે ચ્હેરે ફીલીપ સીડની અંદર ધસી આવ્યો.

"કેમ સીડની કાંઇ બુરી ખબર લાવ્યોછ?" લોરડ બરલીએ જરા ગભરાઇને પુછયું.

હા, મારા લોરડ, સર ફરાનસીસ વાલસીંગામે મને તમોને ઉતાવળે ખબર કરવા મોકલ્યો છે કે રાણીએ એલેનઝોનના અમીરને કેન્તરબરી પાછો ફરવાને આગ્રહ કરનારૂં કેહણુ રવાના કરયું છે."

આ બીના સાંભળનારાઓ તો ત્યાંજ થસ થઇને ઉભા. તેઓએ ખબર લાવનારનું ટીકી ટીકીને મોંહજ જોવા પડયા.

"કાંય તેનું કારણ?" બરલીએ પુછ્યું.

"તેને વરવા" સીડની બોલ્યો "તાજ તેનાં સરપર મુકવા અને ઇંગ્લાંડને તેના પગતળે દાબવા."

"એમ કદી બનેજ નહીં" બરલી ફીકરથી ફીકકો મારી જઇ બોલયો.

"આ ખબરમાં કાંઈ સંદેહજ નથી મારાં લોરડ, તેણીએ જે કાગળ રવાના કરયું છે તે તે કાગળની બીનાથી વાકેફ થનાર એક જન પાસેથી આ ખબર સર ફ્રાન્સીસને મળી, વળી તેણીએ તે ખેપ્યા સાથે પોતાની વીંટી વટીક મોકલી છે અને કસમપર કેહેવડાવ્યુંછ કે તે જો અબઘડી કેન્તરબરી તરફ પાછો ફરે તો તેણી આજેજ રાત્રે તેની સાથે પરણે.

"અને તે ખેપયો ઉડીબા ગયો?" બરલીએ પુછ્યું.

"મેં પોતે તેને ઉપડતો જોયો. તેનું નામ પીયર ડી બોફ્ર-રટ છે. તે એલેનઓનનો એક નોકર જેને રાણીએ પોતાની મર-જીથી પોતાની પાસે રેહેવા દીધો હતો."

"અરરર, હું આ વખતે રાણીની નજીક હતે તો આ બનાવ ન બનતે; જોકે હવે તો ઘણું અસુરં થઇ ગયું તોપણ તેણીની આગળ હું જાવું તો ખરો, જોઇયે શું થાયછ?"

એમ બોલી લોરડ બરલી બાહાર પડયો અને તેની પુઠે સીડનીબી નીકલતો હતો તેટલાં તેનો હાથ પકડી તેને કોઇએ રોકયો. ફ્રીને જાતાં તેને રોકનાર ગોડફ્રી વેન્તવરથ માલમ પડયો તેનો ચ્હેરો તદન લાલચોળ બની ગયો હતો. તેની

આંખોમાં આતશ વર્ષી રહયો હતો. તે ઘણોજ ઉશ્કેરાયલો હતો.

"સબુર, હું કહુંછ તે સાંભળ" વેન્તવરથ બોલ્યો "ખાલી બોલોના બકબકારાનું હાલ કામ નથી. અતરે આ વેલા એકજ કામની જરૂર છે અને તે કામ ખુદાની મદદ હશે તો હું કરીશ."

"શું છે, બોલતો ખરો?" ફીલીપે પુછ્યું.

"મારો ઘોડો તઇયાર દરવાજાપર ખડો છે. પીયર ડી બોફ્રરટ હજી તો એક માઇલ પર નહીં ગયો હશે; અને ખુદાના કસમપર તને કહુંછું કે રાણીની વીંટી એલેનઝોનને કદી મળનાર નથી"

"પણ તેની પાસેથી તું વીંટી કેમ મેળવશે?"

"તેની પાસેથી નહીં તો જરૂર પડશે તો એલેનઝોનના ખુદ અમીર પાસેથી તે મેળવવાને હું ચુકીશ નહીં. તે વીંટી મેળવવા પામશે તો અતરે પાછો ફરશે અને તેની વીંટી નહીંજ મળી તો સીધો ફ્રાન્સ જશે, અને જો ફ્રાન્સ પાછો ન જાય તો એમજ સમજ કે ગોડફ્રી વેન્તવરથ કદી કોઇ દીવસ તરવાર ઉગામનાર નહીં. ગમે તે થાય, એ કામનો જુમ્મો તો હું લેવાનો, વખત વહી જાય છે અને મારે જવુંજ જોઇયે. હું જવાનો ને ફર જવાનો."

"ઠીક, ત્યારે જા, અને સાથે મને પણ લઇજા."

"નહી એમ નહીં." ગોડફ્રી બોલ્યો "કદાચ મને દરબારમાં એક દોસ્તની ગરજ પડશે અને સાથે તું બા આવે તે નહીં મારૂં સરસલામત રહે કે નહીં તારૂં."

એમ બોલી તે તે ઓરડામાંથી ચાલી જતો હતો તેટલાં તેને સામેજ મારગરેટ ફીકે ચ્હેરે ધ્રુજતી હાલતે મળી.

"ઓ ગોડફ્રી તું ના જા" તેણી બોલી ખુદાને ખાતર તને હાથ જોડી કહું છ કે તું ના જા" અને ત્યાં તેને વિનવવામાં તે એટલી તો ચકચુર થઇ ગઇ કે જે ભરમ તેણીએ આજ તુલીક બડી ખંધાઇથી પોતાની છાતીમાં સાચવી રાખ્યો હતો તે અંતે આજે જાહેર થઇ જતો હતો તેનું પણ તેણીને ભાન ન રહ્યું "પીયર ડી બોફૂર્ટ એક અચ્છો તરવારબાજ ખેલાડી છે અને તેને હાથે તું જરૂર જરૂર માર્યો જશે અને પછી તેમ થયું તો પછી હું જીવીજ કેમ શકીશ?"

આ એકરારથી ગૅાડફ્રીને જરા હસવું આવ્યું. તે બોલ્યો, "તે તો જેવી ખુદાની મરજી. મગર મારી તરફેણમાં કેટલાકો એવા છે કે તું બીહે છે તેટલું બધુ મારા બાબમાં બુરૂં નહીં બનશે."

"પણ રાણી? તેણી તને કેમ જતો મેલશે? તારાં આજના કામથી તેણી તને ગરદન મરાવવાને ચુકશે નહીં. તેણીની મતલબની આડે આવનારાઓ તરફ તેણી કેટલી ઘાતકી છે તે તો તું જાણે છે. ગોડફ્રી તું ના જા, કોઇને ખાતર નહીં તો મારે ખાતર તું ના જા."

"તારે ખાતરજ હું જાઉં છું" તે ઉશ્કેરાઇને બોલ્યો "તારે ખાતર, ઇંગલાંડને ખાતર, અને રાણીને ખાતર મારે જવુંજ જોઇએ; જે આદમી પોતાની રાણીને ખાતર, પોતાના દેશને

ખાતર અને પોતાની મીઠી મહાબુબને ખાતર પોતાનું ધડ ફ્રાજલ નહીં પાડી શકતો હોય તે આદમી ધડ વગરજ રહેલો બેહેતર એમ હું સમજું છું. સલામ, મારી મધુરી મારી ગેરહાજરીમાં ખુદા તારો નિઘેહબાન થજો.”

તેણી કાંઇ વધું બોલે તેટલાં તો તે ત્યાંથી બહાર નીકળી ચાલ્યો અને તુરતજ તેનો ઘોડો તેને લઇ ચાર પગે દોડવા બલ્કે ઉડવા લાગ્યો. આ તરફ પીયર ડી બોફર્ટ રાણીની વીંટીવાળો સુંદર રૂપેરી દાબડો અને પેલું કાગજ—જેમાં રાણીએ એલેનઝોનના અમીરને લખ્યું કે તે જો કાગજ વાંચતાંજ પાછો ફરે તો તેજ રાતે તેણી તેની સાથે પરણે તે—લઇ ઘોડો દપટાવતો સેન્ડીચ તરફ રાહ માપતો હતો. તેને સોંપવામાં આવેલું કામ જો પાર ઉતરે અને તેથી પોતાના શેઠની મુરાદ બર આવે તો તે કેટલો નેહાલ થઇ જાય તેની ખુશીભર્યા સ્વપ્નામાં તે જવાન ફ્રેન્ચમેન ખુબ રંગીલો બની ગયો હતો અને પવનની ઠંડી લહેકીમાં કાંઇ ખુશ સરોદ લલકારતો તે રસ્તો કાપતો હતો, તેવામાં એલેનઝોનના અમીરને કમનસીબે તેને પોતાની રંગીલી માશુકની યાદ થઇ આવી, જેણીનું મકાન તેના રસ્તાની બાજુએ જતી એક વલાણ પર આવ્યું હતું. વિચારનાં એક વમલમાં તેણે પોતાના ઘોડાની ડોક તે તરફ ફેરવી કેમકે તેણે જોયું કે જ્યારે તે મકાન તેને રસ્તેજ આવ્યું હતું ત્યારે તે પોતાની મીઠી માહબુબનો સુંદર ચેહેરો અને આંખનો ખુશ લહેકો જોયા વગર આગળ વધવું એ ઠીક નહીં, પણ તેણે ચાહેલા એ મેળાપથી તેને થયલી ઢીલથી

તેના બીચારા અમીર માલેકને ઇંગલાંડનું તાજ ખોહવું પડ્યુ તેની તેને આગમચથી થોડીજ ખબર હતી; અને એમ બન્યું તે તો ઇંગલાડને સારે નસીબે બન્યું કેમકે તે પોતાની માશુકને મળી પાછો સીધા રસ્તા પર આવ્યો કે પછવાડેથી દોડતા આવતાં ઘોડાનાં પગલાંનો અવાજ તેને કાને પડયો. ગોડફ્રીએ એક પલ જવા દીધી નહીં હતી. પોતાના ઘોડાને કાંટાદાર એડીથી લોહી લુહાણુ કરી તે પવન વેગે ધસ્યો આવતાં પીયર ડી બોફૂર્ટની પુઠ તેણે ધાર્યા કરતાં વ્હેલી પકડી પાડી હતી. તે જરા હુસ્યાર થઇ ગયો. તે ચોંકીને ઘોડા પર મજબુત બેઠો. તેને પોતાના શેઠને નાટે વીંટી અને કાગળ મલ્યાં હતાં ખરાં પણ તેને હર પલ ધારતી હતી કે—રાણીનું મન ફ્રરી જતાં વાર લાગવાની નથી અને એકવારે મન ફર્યું તો ગમે તે જોખમે તે વીંટી અને કાગળ પાછું મેળવતાં કશો વખત લાગવાનો નહીં, એટલે કુદરતી પોતાના શેઠને અને પોતાને ખાતર તે વીંટી અને કાગલથી જુદા પડવાનો તેનો વિચાર હતોજ નહીં અને તેટલા માટે કોઇ સવારે તેની પુઠ પકડેલી જણાતાંજ તેણે ઘોડાને વીજલીની ઝડપે દપટાવ્યો.

તેનું નામ દઇ ગોડફ્રીએ ગમે તેટલો પોકાર્યો, પણ તેણે પાછું ફ્રરી જોવાના વટીક અખાડા કર્યા.

"તું ગમે તેટલી બુમ પાડ બચ્ચા," તેમનસે હસીને બોલ્યો. "તું પોતે રાણીબી હોય તો પણ હું તારો પુકાર સાંભળવાનો નહીં અને ઉભો પણ રહેવાનો નહીં. પણ નહી તેણે જોયું કે એમ તે સહેલથી છટકનાર નહીં કેમકે ગોડફ્રીનો ઘોડો ફૂંફ્રારા

મારતો વાદળના ગગડાત જેવો અવાજ કરતો તેની નજીકને નજદીક આવતોજ જતો હતો, જ્યારે તેણે સંજોગ આવોજ જોયો ત્યારે જાણે તેણે ગોડફ્રીનો પોકાર સાંભલ્યો હોય તેમ તેણે પોતાના ઘોડાને ફેરવ્યો અને ગોડફ્રીની વાર જોતો તે ઉભો. ગોડફ્રીએ પણ પોતાના ઘોડાને રોકયો અને ધીરેધીરે તેની સામે આવ્યો. ગોડફ્રી વિચાર કરતો હતો કે ખરેખર હાથોહાથ થઇ જયા વગર વીંટી તેના હાથમાં આવશે કે કેમ, અને તે મેળવતાં જો તેને તરવારનોજ ઉપ્યોગ કરવો પડયો તો રાણીના ગુસ્સાનું કેમ ? હવે તે તેની રૂબરૂ તો ગયો એટલે તેની પાસે વીંટી કયે બહાને માંગવી તેના અંદેશામાં ગોડફ્રી હતો તેટલાં તેના મોહોડાંમાંથી તુંકો અને ટચ સવાલ બાહાર પડયો.

" તમો રાણી તરફથી એલેનઓનના અમીર માટે વીંટી લઇ જાઓ છો ? "

" અને તેમ હોય તો તમે કેહેવા શું માંગો છો ? " પોતાની ચપળ આંખે ગોડફ્રી તરફ ટીકતાં બૉફ્રટે પુછયું.

" હું રાણીની પાસે તે પાછી લેઇ જવા આવ્યો છું, મેહેરબાની કરી તે વીંટી મને પાછી સ્વાધિન કરશો ? "

" આ અરજના ટેકામાં સાહેબ પાસે કાંઇ રાણી તરફની સત્તા હશેની ? બોફ્રટે પુછયું. સવાલ જવાબની તકરારમાં કાંઇ ગોડફ્રી તેની બરાબરી કરી શકે તેમ ન હતું.

" ત્યારે એ ઉપરથી મારે એમજ સમજવું કે તમે વીંટી આપવા ના પાડો છો " ગોડફ્રીએ તેને પુછયું.

"માફ કરજો, સાહેબ, પણ રાણી તરફની કશીબી લેખીત સત્તા વગર મારાથી તે કોઇને પાછી અપાયજ નહીં."

બોફરટના ચ્હેરાપરથી સ્પષ્ટ માલમ પડતુ હતું કે ગોડફ્રીની મતલબ તે સમજી ગયો હતો અને ગોડફ્રીએ જોયું કે તેણે લીધેલાં પગલાં કરતાં કાંઇ વધુ સખ્ત પગલાંની તેની મતલબમાં ફાવવા માટે જરૂર હતી.

"ઠીક, મોંસ્યું બોફરટ તમને ખુલ્લેખુલ્લું મારે જણાવી લેવું જોઇયે કે વીંટી તો હું તમારી પાસેથી લેવાનો. તેમ કરવાનો જો મારો હક્ક તમો ના પાડતા આવો તો તેનો નિવેડો

આપણે સેહેલ સમજથી લાવી શકીશું.' એમ બોલતાંજ ગોડફ્રીએ પોતાની તરવારની મુઠપર પોતાનો હાથ મુકયો, જે જોતાંજ બોફરટ ધિક્કારથી મુછમાં હસ્યો.

"ઠીક" તે બોલ્યો 'હું જોઉંછ કે તું બીચારો જીંદગીથી કંટાળી ગયો છે અને તરવારની અણીએ તું મરે યા ફાંસીને માંચડે તું લટકે તેની તને થોડીજ દરકાર છે. જંગલમાંના લુટારાને મોતે તું બીચારો માર્યો જશે તેમાં મારો વાંક નહીં કેહેવાશે." આટલું બોલી રહેતાંજ તે પોતાના ઘોડાના જીનપરથી કુદી પડયો અને હાથમાં તરવાર સમેત ગોડફ્રીની સામે ઉભો. ગોડફ્રીને પણ તેની નકલ કરતાં કાંઇ વખત લાગ્યો નહીં.

તે રસ્તાની બાજુમાં આવેલાં ઝાડોની એક ઘટાની પછવાડે સપાટ મેદાનમાં તેઓ ઉતર્યા અને પોતપોતાના હક્કનું રક્ષણ તેમની વફાદાર તરવારને સ્વાધિન તેઓએ કીધું. એવીતો

કાંઇક તરવાર બાજીમાં બોફરટ ફતેહમંદ ઉતર્યો હતો પણ આ વેળા તેની અટકળની વિરૂદ્ધનો તેનો હરીફ મળ્યો હતો. તેમની રમત જે કેટલોક લાંબો વખત ચાલુ રહી તેનું વીગતવાર વરણન આપી આ વારતાને નાહકની લંબાવવાની કાંઇ અગત્ય ન હોવાને સબબે એટલું જાણવું બસ થશે કે ગોડફ્રીએ બોફરટને જખમી કરી નીચે નાંખ્યો. બોફરટ જેવો પડયો તેવો બેશુદ્ધ થઇ ગયો કેમકે તેને પડેલો જખમ મોટો હતો અને તેમાંથી લોહી ખુબ વહેતું હતું. ગોડફ્રી તેના બેહોશ આકારપર વાંકો વળ્યો અને તેનાં ખીસામાંથી પેલી દાબડી જેમાં વીંટી અને કાગળ બંન્ને હતાં તે પોતાને હસ્તક લઇ હવે બોફરટના બાબમાં શું કરવું તેનો વિચાર કરતો ઉભો. તેને તુરત વિચાર આવ્યો કે તેના હરીફનાં અડધાં મુવેલાં મડદાંને જેમનું તેમ નાખી તેણે ચાલી જવું, કે જેથી બોફરટના બદનનું સઘળું લોહી પેલા જખમ વાટે નીકલી પડી તેનો અંત આવી જાય; પણ પાછલા વિચારે તેને તે દુરૂસ્ત લાગ્યું નહી, એટલે તે ગુઠણ મંડએ પડયો અને તેની સમજ મુજબ તે જખમ પર પાટો બાંધયો. બાદ તે રસ્તે પડયો જયાં તેને બે ચાર મજુરો મળ્યાં જેમનાં હાથમાં તેણે થોડાક પૈસા મુકયા અને પેલા પડેલા આદમીને કોઇ નજીકનાં મકાનમાં લેઇ જવા ફરમાવી પોતે ચાલતો થયો. દેશાભિમાનની ધુંણમાં તેણે માથે ઉઠાવેલુંકામ પાર તો પડયું પણ તેના જીવને ચયન રહી નહીં. તેણે જોયું કે બોફરટના બાબમાં તેણે લીધેલી સંભાળથી બોફરટ કાંઇ મરે નહીં અને

તે જીવતોજ રહ્યો તો તેનાં આ કામની માહીતી રાણીને મળવાની અને તેમ જો થયું તો તેનું સર સલામત રહેવા પામવાનું નહીં. વારૂં તે જો નાહાસે અને કેદે ભરાઇ બેસે—તો જે બને તેવું ન હતું. તો સદાનો દેશ નીકાલ થઇ રહેવાનો ભય રહે અને નફામાં મારગરેટનેપોતાની મોહોરદાર બનાવવાની આશા ભ્રષ્ટ થાય. આ બંને જીવ સટોસટીના સવાલો વચ્ચે તેને જે સુતરો મારગ સુઝયો તે એ હતો કે સઘળી ખરી વાત રાણીને તેણે પોતેજ કહેવી અને પછી તેના બાબમાં જેવી બુરૂં બનવાનું હશે તે જણાઇ આવશે કે ચીત્તા કરતાં ચીંતા ભારી તે કેહેવત તેને માલમ હતી.

ઘોડાને પાછો દપટાવી તે કેન્તરબરી આવી પહોંચ્યો. તેના આવ્યાની ખબર ફીલીપ સીડનીને થતાંજ રાણીની દરબારમાંથી તે ઝટ નીકળી આવી તેને મલ્યો. તેણે ફીલીપને સઘળી વાતથી વાકેફ કીધો અને તેની પાસે માંગી લીધું કે આખરે સાચી વાત રાણીને કાને તો આવવાનીજ, ત્યારે બહેતર કે તેની રૂબરૂજ તેણી જાણે કે તેના બાબમાં તેણી શું પગલાં ભરવા માંગે છે તેથી તે તુરતજ વાકેફ થાય.

"હા, તે ખરૂં" સીડની ગંભીરાઇથી બોલ્યો "મગર તને જો ખરૂંજ કહું તો તેણી હદ બાહાર ગુસ્સે થશે. હવે તેણી પસ્તાય છે એ ખરી વાત છે, અને તે મુજબ તેણી બરળા આગળ અફસોસ વટીક કરી ચુકી છ અને હવે તે વીંટીને અટ-કાવી નહીં શકાય એમ સમજી તેણી બહુ રંજીદા થાય છે; પણ

તે છતાં તેણીની તરફની કસીબી સત્તા વગર તે લીધેલું પગલું તેણી શાંખી શકશે નહીં; એટલું છતાં તેણીની ગુસ્સા સામે તટાર ઊભું રહેવાની તારામાં તાકાત હોય તો ચાલ, આ કરતાં બીજો વધુ લાયક વખત મલનાર નથી. ચાલ મારી સાથે, પણ યાદ રાખજે ગૉડફ્રી કે કાંઇ સારી તક ન મળે ત્યાં સુધી એક બોલ ના બોલતો."

અને ખરેજ તે જીવ સટોસટનીજ ઘડી હતી. રાણી ઇલીઝાબેથ ખુબ ગુસ્સાભેર રતાશ પોતાના ચ્હેરાપર તાણી દેહેરાથી બેઠી હતી. હાલ તો તેણી પોતાની ઉપરજ ગુસ્સે થયેલી હતી. તેણી જાણતી કે તેણીની તે ઘડીભરની મુર્ખાઇ પોતાના દેશમાં તેમજ પરદેશમાં કેવી ભયાનક અસર કરશે. તેણીને માલમ હતું એ મુર્ખાઇથી જે ફેંજ આવશે તેમાથી તેને મુક્ત થવાનો રસ્તો કશો ન હતો સિવાય કે તેણીએ લીધેલાં એ પગલાંનો જુમ્મો કોઇ ભલતાંનેજ શીર ઠોકવાની તેણી પેરવી કરતી હતી. તેણીનાં મનની એ હાલત વચ્ચે તેણીએબચ્ચું છેડાઇને સઘળાં સાથે ચીહડાં ફાડે તેમ તેણી લોર્ડ બરલી, સર વોલ્સીંગહામ અને પોતાની દાસીઓ સાથે જુમ બરાડા મારી ચીરડાતી હતી.

"હા ગમે તે કરો તો હું એક ઓરત જાત અને મને મારી નબળાઇ બાબે ચેતાવી ચોંકાવી મને એ આડે રસ્તે જતી અટકાવવાનું કામ તમોમાંથી કેટલાકોનું હતું. એવા કંઇક રાજાઓ આજે તખ્તનશીન છે કે જેમના વફાદાર દરબારીઓ તેમને ખાતર પોતાના જાન વટીક આપવાને તઇયાર હોય છે. તેનાં ભલાને ખાતર

તેને નાફરમાનવટીક થવાને જેઓ ડરતા નથી અને તે નાફરમાનના અવેજમાં તેમને પોતાનાં સરખા આપવાં પડે તો તેની દરકાર કરતા નથી; અફસોસ મારી પાસે એવો કોઇ દરબારી નથી. "

"તમો નામદારની રઇયત કરતાં વધુ વફાદાર જાનથી વધુ સદકે રઇયત આજનો કોઇજ હયાત તાજદાર ધરાવતો હશે એમ તમારે ખાતરી રાખવી" લોર્ડ બરલી નમીને બોલ્યો.

"જુઠુ સદંતર જુઠું" તેણી પુકારી ઉઠી "તેવોજ કોઇ દરબારી મારીઆગળ હાજર હતે તો એસેક્ષના અમીરને મારી મોકલેલી વીંટી મલતેજ નહીં."

આટલા સખુન રાણીને મોઢેથી પડતાંજ ફીલીપ સીડની ભયભીત અજાયબી વચ્ચે દરબારીઓની સંઘમાંથી આગળ વધી આવ્યો. તે એમજ સમજતો જણાયો કે રાણી તેનાં કામથી ખરેખર ખુશી થશે; પણ તેથી ઉલટું તો તેણી દરબારીઓ સન-મુખ પોતાના વાંકને નહીં વાંક જેવો જાહેર કરવાનાં ખાલી ફાંફાં મારતી હતી.

"નહીં નામવર તે આગળ વધીને બોલ્યો, "એસેક્ષના અમીરને તે વીંટી મળશેજ નહીં, કેમકે તે આ રહી."

આટલું બોલતાંજ તે ગુણગુ મડગે પડયો. અને તેણે નમીને પેલો ચાંદીનો દાબડો રાણી સન્મુખ ધરયો. એક પળ સુધી તેણી તેને ગુસ્સાભેર ટીકતી બેઠી અને પછી તે દાબડો તેના હાથમાંથી જોર સમેટ ઝુંટવી લેઇ તેનું ઢાંકણુ ખોલી નાંખ્યું. ત્યાં તેની બેઠકમાં પોતાની હીરા જડીત વીંટી

દિવાનખાનામાં સળગાવેલી મીનબતીની રોશનીમાં ઝલકાટ મારતી સકોચાઇને બેઠી હતી. તુરતજ તેણીના ગાલપર ગુસ્સાનો ઝનુની રનાશ ચઢી આવ્યો અને તેણી ધ્રુજરે સાદે બોલી "ગુલામ, એ તારા હાથમાં કેમ આવી?"

"મારી તરવારની મદદથી મેં બોફ્રરટ પાસેથી તે લીધી."

તેને મારવા જતી હોય તેમ તે પોતાની બેઠક પરથી ઉઠી અને તેની આગળ ધસી.

"અને એ રીતે તેં મને હંફાવવાની હીંમત કીધી! મારી પદ્વિ એટલી બધી હલકી પંક્તિપર ઉતરી પડીછે કે તારા જેવા નાચીજ઼ પણ માથું ઉંચકી મારી મતલબની આડે આવે? અય શખ્સ તું આ દેશનો મોટામાં મોટો અને પંકાયલો અમીરબી હતે તો હું તને ગરદન મારવાને ચુકતે નહીં; કયાં છે મારા સિપાહો? લેઇ જાવો અને એને કીલ્લામાં કેદ કરો."

હવે ત્યાં દંગ થયલા દરબારીઓમાંથી આ વખતે જો ફીલીપ સીડની બહાર નીકળી આવ્યો નહતે તો ગોડફ્રી બીચારાનાં શું હાલ થતે તે કેહવાઇ શકાતું નથી.

"નામવર બાનું" સીડની બાહાર નીકળી આવી નમીને બોલ્યો "ગોડફ્રીની મતલબમાં મારી પણ મતલબ હતી, હું પણ એ કામમાં સામેલ છું, જોકે તે મતલબ પાર પાડનાર એ એકલોજ છે તોપણ તે મતલબની મસલત કરવામાં મારો પણ હાથ હતો માટે જેટલો એ તેટલો હું પણ ગુનેહગાર છુ, અને જો એને કીલ્લામાં પુરી પછી ફાંસીને માચડે ચઢાવવો હોય તો તેની જોડે

જોડ મને પણ તે સજા ખમવાની મેહેરબાની ફરમાવવી." આ ભાષણ સાંભળી રાણી દબાઇજ ગઈ. એક હારેલી સીંહણની માફક તેણી એકથી બીજા તરફ ડોળા ધુરકી જોવા લાગી. એતો ઇતિહાસના અભ્યાસીઓને એક જાણીતી બીના છે કે તેણી ફીલીપ સીડની માટે કાંઇ ઓરજ તરેહની પ્યારની લાગણી ધરાવતી હતી અને જ્યારે તેણીએ જોયું કે તેનો એ માનીતો દરબારી પોતાના સરના જાખમેથી ગોડફ્રીને બચાવવા નહીં ડર્યો ત્યારે તેણીના ખુદરતી ભલા ખવાસનું ખમીર તેણીનાં દીલમાં ઉભરી આવ્યું. ઘડીમાં ગુસ્સાની ઘેલચ્છાતેણીની આંખ્યોમાંથી દુર થઇ અને તેણી થપકાની ધપે બોલી.

"ત્યારે તુંબી મારી સામેના કાવત્રામાં સામીલ, નહીં? અને તેબી મારી આટલી મેહેરબાની છતાં? આહ! મારા જેવી કોણ એકલી અટુલી રાણી હશે કે જેણીની આસપાસ આવા એવફા દગાખોરોનો દરોરો હોય?"

ફીલીપ સીડની પોતાની રીત મુજબ કાંઇ મીઠાં વેણ બોલી તેણીને રીઝવવા જતો હતો તેટલાં ગોડફ્રી વચ્ચે બોલી ઉઠયો. જન્મથીજ તે લડરખો એટલે પોતાને દગાખોરની ઉપમાં મળતાંજ તેનું લોહી ઉકરી આવ્યું. તે મરે કે જીવે તેની તેને દરકાર રહી નહીં.

"બાનું, હું દગાખોર છેઉંજ નહીં તે તું સારી પેઠે જાણે છે તે બોલ્યો." મેં તે ફ્રેન્ચમેનનેજ માર્યો છે અને મારી રાણીને એક મુર્ખાઇ ભરયાં કામમાંથી, મારા દેશને નામોશી અને નાશ-

માંથી બચાવવાને આ વીંટી મેં પાછી મેળવી કે જેમ કરી મીઠી મીઠી વાતોથી તેણીને ફુલાવનારા ખુશામતના ખોર્યા અને ચાપલુસીખોરો કરતાં હુ હજાર દરજજે વફાદારે પુરવાર થયો છું."

આટલો વખત સુધી તે નીચી મુંડીએ નમીનેજ ગુઠણુ મડયે પડયો હતો પણુ તે હવે ખડો થઇને રાણીની સામે ટીકતો ઉભો. તેની આવી પતરાજી અને હીંમત જોઇ ખરેખર સઘળાંઓ દંગ થઇ હવે શું પરીણામ આવશે તેન ધાસ્તીથી રાહ જોતાં થર થર કાંપતા ઉભાં.

"આહ તુ ઘણો હુલડ છોકરો છે" તેણીબોલી "પણુ ગમે તે, તો બી તું એક મરદાને મરદ દીસે છે અને ઇંગ્લાંડની રાણી જે દહાડે એક સાચી વાત સામે કાને આડા હાથ ધરશે તે દહાડો તેણીના રાજ અને તાજને માટે ઘણો બુરો લેખાશે." પછી પોતાના દરબારીઓ તરફ ફરીને બોલી, "મારા સરદારો અને અમીરો. તમો જોશો કે આજે મને અચ્છો ધડો મળ્યો છે. હું મારો પાઠ આજે બરાબર શીખી છું અને ભવિષ્યમાં હવે હું બરાબર સંભાળીને ચાલીશ તેમજ હું માત્ર એક અબલા છું તે ભુલી જઇ સદા યાદ રાખીશ કે હું ઇંગ્લાંડની રાણી છું."

પછી તેણી ગોડફ્રી તરફ ફરીને બોલી હું સારી પેઠ સમજું છું કે તારા જેવા આદમીઓ ઇનામની ખાહેશ રાખતા નથી, પણુ તારી પાસે વીનંતી કરી માંગી લઉં છું કે મારી તરફનાં તારાં અનંત અહેશાનના બદલામાં આ વીંટી તારે આંગળે મને પહેરાવવા દે અને જ્યારેબી તને મારી મ્હા

કે મેહરબાનીની ગરજ પડે ત્યારે ધ્યાનમાં રાખજે કે તારાં આજનાં બહાદુર કામ અને બાહાદુર વચનની પ્યાર ભરી યાદ મારાં મનમાં સદા સુધી જળવાઇ રહેશે."

આટલું બોલી તેણીએ તે વીંટી પોતાને હાથે તેની એક આંગળીએ પેહેરાવી અને તેણે તેણીના તે હાથનું ચુંબન કરી ધુજતે સાદે અને ધડકતી છાતીએ તેણીનો ઉપકાર માન્યો જે સાંભળી તેણી તેના જવાબમાં ડોકાનો માત્ર લેહેકો કરી ત્યાંથી ઉઠી ચાલી ગઇ.

જેવો ગોડફ્રી તેની આસપાસ ભેગા મળેલા દરબારીઓથી છુટવા પામ્યો કે લાગલો તે સર જોન સેકવીલને ત્યાં દોડયો. આજે તેનો ફતેહનો દીવસ હતો. હજીતો તેને એક એક મેહેરબાની મેળવવાની હતી કે જે રાણી ઇલીઝાબેઠ જેવા હજારોની મેહેરબાની આગળ કુચ્છ બીસાદમાં નહતી. સરજોનને મકાને પ્હોંચતાંજ તે મારગરેટની રૂબરૂ હાજર થયો. આજે તે કાંઇ પેલો સરમાલ અને ધુજતો ગોડફ્રી નહતો. આજે તો ટટણખાર ખડો તેણીની સનમુખ ઉભો. મારગરેટનેબી ખબર હતી કે તેનાં જાનને માટેની તેણીની ફીકરે તેણીના દીલની છુપી લાગણી તેની સામે ખુલ્લી થઇ ગઇ હતી એટલે હવે શરમાળ બની ધુજવાનું તેણીને ફાળે આવ્યું. અત્યાર આગમજ તેણી પેલા બીજા ખુશામત્યા અને ચાપલુસ્યા જવાનો સાથે તેની સરખામણી કરી ચુકી હતી.

તે આવ્યો. તેણે જોયું અને તે જીત્યો તેવો મામલો ત્યાં

થયો. ગોડફ્રી તેણીની સમક્ષ રજુ થતાં તેને કાંઇ ઘણું બોલવુ નહીં પડયું; અને તે જે બોલ્યો તે ઘણુંજ થોડું, ઘણુંજ ટુંકુ ને ટચ હતું. બોલવું ખતમ કરતાંજ પેલી રાણીની વીંટી પોતાને આંગળેથી કાઢી તેણે મારગરેટને પેહેડાવી.

"નહીં, ગોડફ્રી," મારગરેટ સરમાઇ જઇ બોલી, "મારે તે પેહેડવી લાયક નથી, એતો રાણીની વીંટી છે."

"અને મારી મીઠી મધુરી તું મારી રાણી નથી!" એમ બોલી તેણે તેણીને પોતાની પાસે ખેંચી અને તેણીના મોહબતથી તાપથી લાલચોલ બનેલા તે રૂખસાર પર એક મીઠી કીસ લીધી, અને પછી તેઓ જે ખુશ ગોફતેગોમાં બેઠાં તે અત્રે લંબાણથી વરણવાની કાંઇ જરૂર નથી.

સમાપ્ત.

# હાર—જીત!

(લખનાર—ભાગળ્યા.)

બે શખ્સો એક નાની ટેબલની આગળ બેસી પાના રમતા હતા. નામદાર નીઝામના પાયતખ્ત હૈદ્રાબાદ ખાતે એક ભવ્ય મકાનના પેહલા મજલાપર આ બન્ને શખ્સો બેઠા હતા. તેઓ બંને યુરોપ્યન પોષાકમાં હતા, પણ તેઓ મુસલમાન હતા એમ પ્રગટ દીસતું હતું. તેઓમાં એક લગાર અઢોર હતો; પણ તેનો કદાવર બાંધો અને દમામદાર દેખાવ તેને વરસખાઉ તરીકે પુરવાર કરતાં હતાં. તેનો ચહેરો દ્રઢ હતો, પણ તેની કાળી આંખોમાં લુચ્ચાઇ વસી રહેલી હતી. પોતાના જવાનસાથી તરફ જોતાં તેની આંખોમાં અજબ જાતનો તીરસ્કાર વરસી રહયો હતો. પેલો જવાન જે તેની સામે બેઠેલો હતો તે તેનાથી તદન ઉલટો હતો. કાવલા બાંધાનોં, મધ્યમ કદનો તે એક ચેહેરેનમુન જવાન હતો. તેનો ચેહેરો માહતાબ સરીખો હતો, પણ હમણાં ગાલોમાં ઉંડા ખાડા પડવાથી તેનામાં મોટો ફેરફાર જણાતો હતો. મોજ-મજાહ અને એસઆરામનો તે સાથી હતો, અને તેની મોહકાણુમાં તેણે પોતાની તબીયતની ધુળધાણી કરી નાંખી હતી. તે જવાનનો દેખાવ આકર્ષીક હતો, પણ હાલનો દેખાવ ગોયા જાળમાં સપડાયલી માછલીના જેવો દયા ઉપજાવનારો હતો.

તે જવાનનું નામ નવાબ સીકંદરખાન હતું. પોતાના હાથમાંના પાનાં ચીપતાં, જે ભયાનક ભવિષ્યમાં તે કુદકો મારનાર હતો તે માટે લગાર વિચારવા લાગ્યો, પણ તેનું ચકભમ થયલું ચિત્ત શાંત રહ્યું નહિ. આવી ખાનાખરાબીભરી શરત તે શા માટે કબુલે? આવો ભયાનક જોખમ ઉપાડવાની શી જરૂર હતી? તેનાં કરતાં તો પોતાની શરમભરી જીંદગી સામે બહાદુરીથી લડત ચલાવી પોતાના નામને લાગેલું કલંક ધોઇ નાંખવામાં ફાયદો હતો! હા! તે કલંક ધોઇ નાંખવા માટે આવી દહેસ્તનાક શરત બકવામાં આવી હતી, પણ આવો જોખમ કેમ માથે ઉઠાવાય? બસ ગમે તે થાએ પણ હવે તેણે આ સઘળો ફાર્સ સમાપ્ત કરી પોતાના મવાલી સાથીને રોકડો પરખાવવાનો વિચાર કીધો. તેને જોઇએ તે તે કરશે! મરદની પેઠે સજા ખમવામાં ડહાપણ છે. શું તે ત્યારે પોતાના વાંક માટે કાયર બને?

ફરી પાછા તેના વિચારો બદલાયા, અને તે બીજા વિચારો કરવા લાગ્યો. ધારો કે તે પોતાના દુશ્મનના હાથમાં પોતાની મુંડી સપડાવે તો તેમાં શું થઇ જવાનું હતું? વિજળી વેગે તેને ખ્યાલ થયો કે તેમ થતાં તેના માનવંત પેદરનું કિર્તીવંત નામ એકદમ ધુળ સમાન થઈ જશે, અને તેનું ખાનદાની કુટુંબ હયાનતના ગારમાં રગડોળાશે. આહ! તેની શરમભરેલી હયાનતીની ખબર પડતાં તેના બહાદુર અને સુઢા પેદરનું હઇયું કેવી રીતે તુટી જશે, તથા ચાલુ માંદગી ભોગવતી તેની ભલી માતા આ ફટકો કેમ સહન કરશે તેના ખ્યાલથી તે ધ્રુજ્યો.

બધાં કરતાં તેની વહાલી નરગીઝ તેને માટે શું ધારશે? આહ! જોઇએ તે થઇ જાઓ પણ દુશ્મનના હાથમાં ગરદન સોંપી હ્યાનતીમાં તો તે કદી સબડશે નહિ. પોતાને ખાતર શા માટે તે પોતાનાં વહાલાંઓને દુઃખ અને આફતમાં નાંખે? તેઓનો શો કસુર હતો? એના કરતાં તો આ શરત કબુલી આ તડ કે પેલે તડ જે તે લટકો ફટકો કરી નાખવામાંજ બેહતરી હતી.

તે હજી આ વિચાર પર આવ્યો નહિ તેટલાં તેના સાથીએ તેને પહેલાં ચીપવા કહ્યું હતું તે અધીરાઇથી બોલ્યો.

"ચાલ, જોયાં શું કરેછ? ઝડપ કર ને આપણી શરત યાદ રાખ."

આ દયાહિણુ શબ્દો સાંભળતાંજ તે જવાનનું જીગર એકદમ ઉછાળો મારી રહ્યું. તેને સેહેજ આશા આવી. બનવાજોગ છે કે આ છેલ્લો દાવ તે જીતે, અને તેમ થયું તો પછી કશાથી બિહવાનું ન હતું. નવેસરથી કોરે પાને જીંદગીનો રૂકો શરૂ કરવાનો હતો. વિચાર કરી તે હવે પોતાના સાથી તરફ ટગર ટગર જોવા લાગ્યો.

"બહુત ખુબ," તેનો ચેહેરો ફીકોફ્ચ પડી ગયો હતો છતાં તે મક્કમ અવાજે બોલ્યો. 'આપહીને અયસાહી સાફ સાફ કેહ દીયા હય કે કભીભી વોહ મય ન ભુલુંગા! મેરી જીંદગી. અબ, એહી દાવપર હય જો મય ઇસ વકત તુજકો શીકસ્ત દુંગા તો તુમ સબ ભુલ કે મુજે રીહાઇ દેંગે, કે જીસ્સે મુજે કુચ્છભી શરમીંદગી ન રહેંગી મગર મય શીકસ્ત પાઉંગા

તબ મેરે પ્યારે જાન એક મહિનેકી મુદ્દતમેં ખલાસ કર કર મરનેકી કબુલાત મુજે દેના હય. કયું, એહીજ સર્ત હયને ?"

"અચ્છા એહીજ."

વધુ ન બોલતાં તે જવાને તેના તરફ ટીકી ટીકીને જોતાં પાનાં ચીપવા માંડયાં. તેનો હાથ ધ્રુજતો હતો પણ શાંત થવાની તે જબરી કોશેશ કરતો હતો. પોતાના હરીફ પાસે પાનાં કપાવી તેણે એક પાનું ખેંચ્યું. તેનો હરીફ, નવાબ રસુલખાં, તેના તરફ જોયા કરતો હતો. ચાર વરસ સુધી આ નવાબે તે જવાનને પોતાના પંજામાં લઇ પાયમાલ કરી નાંખ્યો હતો, અને આખરે તેને મોતની અણીપર આણ્યો હતો. પોતાના હરીફ જવાનનો ધ્રુજતો ચેહેરો જોતાં તે તીરસ્કારથી ખડખડ હસ્યો તે જવાન નવાબે આ જોયું અને હોઠ પીસીતેણે પોતાનું પાનું ચતું કીધું.

"એક્કો ! ફુલાવરનો એક્કો !" તે ખુશાલીમાં કુદી, ઉભો થતાં પોકાર્યો. "શુક્ર અલ્લાહ !"

"ઠયરો, ઠયરો" ! તેના હરીફે થડે કલેજે કહ્યું. "કુદાકુદ શા માટે ? હજી મારે મારૂ પાનું કાઢવું છે તે જાણેછ ને ? તું જાણેછ કેની કે હું તો હમેશાં જીતતો આયો છું અને હવડાં પણ જીતીશ."

તેણે ઝડપથી પાનાં લઇ ચીપ્યાં અને તેના જવાન સાથીએ તે કાપ્યાં, અને ત્યાર બાદ ઉપરથી પાનું લીધું: તે જવાન મોત જેવો ફીકકો થઇ ગયો હતો અને રખે 'જોકર' નીકલે તેની ધાસ્તીમાં ધ્રુજતો હતો. તેને રીબાવવા ખાતર તે મવાલીએ

પાનું ચતું કીધું નહિ પોતાના હરીફને રીબાવવામાં તેને કાંઇ ઓર મજાહ પડતી હતી, તેની આ રીત તે જવાન સાંખી શકયો નહિ. તેણે એકદમ તેનો હાથ પકડી તે પાનું ચતું કરી નાખ્યું. યા માલીક! ને 'જોકર' હતો! તે જવાન એક પળ સુધી તે પાનાં તરફ જોઇ રહયો, પણ બીજી પળે બેભાન થઇ, પછડાઇ પડયો.

પોતાનાં હાથમાંના પાનાં ટેબલપર મુકી, નવાબ રસુલખાંએ પોતાના બેભાન સાથીને ઉંચકી નજદીકના સોફાપર મુકયો. અને ત્યાર બાદ પાસેના ઓરડામાં જઇ, ગ્લાસ ભરીને બ્રાન્ડી લઇ આવી, ચમચો મુકી તે બેભાનને પાયો. ધીમે ધીમે તે જવાન હુસ્યાર થયો, અને જ્યારે તે તદન જાગ્રત થયો ત્યારે તેણે પોતાના દુસ્મનને પોતાની આગળ ઉભો રહેલો જોયો. હરણફાર થઈ તે બેઠો અને પુછયું, "મને શું થયું?" એકાએક તેની નજર ટેબલપર પડેલા કારડ તરફ ગઇ કે તુરત તેને સઘળી વાતનું સ્મરણ થયું, અને અતી ઘણા દુઃખમાં તેણે પોતાનું મસ્તક પછાડયું.

"ચાલ, ચાલ! બાયલો શું થાયછ?" રસુલખાંએ કહ્યું. "હિમ્મત રાખ ને ખરા મરદની પેઠે કામ કર. હું ધારૂંછ કે તું હવડાં મને શ્રાપ દેતો હશે," તે ખડખડ હસતાં બોલ્યો. "પણ મને તેની પરવા નથી. પેલો તારો ભયાનક ગુનાહ કે જેની શિક્ષા દેશપારની છે તે મારી જાણમાં આવ્યો ત્યારે તેં મને તેના બદલામાં તારી જીંદગીનો નાશ કરવા કબુલ્યું હતું. ખરી વાતને?"

તે જવાને ગમખ્વારીમાં ડોકું ધુણાવી જવાબ આપ્યો.

"તે વખતે તારાપર મેહેરબાન થઇ મેં તને બચાવાની તક આપી. તું જબરો જુગારી છે એટલે તારી જીંદગીને માટે પણ રમતાં તને ડર લાગ્યો નહિ. ડુબતો માણુસ ફીણને વળગે તેમ તું આ તકને વળગી પડયો, હવે જ્યારે તું હારી ગયો છે, ત્યારે કંગાલ કુત્તાની પેઠે રડવા નતરવા શાનો બેઠો છે? બાહ! હું નહિ જાણુતો હતો કે તું તદન હિચકારો છે?"

તેના શબ્દોથી તે જવાનનું લોહી ગરમ થઇ આવ્યું. ધીમેથી ઉભો થઇ તે પોતાના દુશ્મન તરફ કરડે ડોળે જોવા લાગ્યો. અને ત્યાર બાદ ઘણુાજ દમામથી બોલ્યો.

"બીલ્કુ ના, હું કાંઇ મારૂં વચન તોડનાર નથી. મારો બાપબા એક અને બોલબી એક. શરત મુજબ એક મહિનાની અંદર હું મારો જાન લઇશ."

પોતાના દુશ્મનને આ સાંભળતાં હસતો જોઇ તે ઉશ્કેરાઇને પુકારયો.

"આહ, શયતાન! બોલ અલ્લાહને ખાતર કહે કે શા માટે તું મારા રસ્તામાં મને નડવા આવ્યો હતો? જ્યારથી અત્રે મને તારી સાથે ઓળખાણુ થઇ હતી ત્યારથી તું મારી પુઠે જમની પેઠે લાગો છે. તેં મને તારા સપાટામાં લઇ મને ગધેડો બનાવ્યો છે. મારા નાશનું મુળ તું છે; કેમકે એક પછી એક બદીમાં ચકચુર થવા તેં મને સમજાવ્યો છે. તું શયતાનની પેઠે તારી ફરેબી જાળ સાથે મારી પુઠે રહયો હતો. ચોગરદમ પથરાઇ

ગયલી આફતમાંથી બચવા ખાતર એક મોટી રકમના ચેક પર મેં તારે નામની સહી કીધી હતી. તને તે ખબર પડતાં તેં મારી આગળ આજની ભયાનક શરત રજુ કીધી હતી."

ત્યાર બાદ અતી ઘણા ગુસ્સામાં તે તેની તરફ ધસી ગયો, અને પુકાર્યો, "બોલ, તેં મને શા માટે પાયમાલ કીધો મને કહે, એનું કારણ શું ? કોઇને નહિ ને ખાસ મનેજ મારવાની શી જરૂર હતી ?"

તે બન્ને જણા એક બીજા તરફ એક પગ સુધી ઘુરકતા ઉભા, આખરે તે દયાહિણુ, હોઠ પીસી, એકજ બોલ બોલ્યો.

"કીનો ?"

"કિનો ?" તે જવાન અજાયબીમાં બોલ્યો! "શાનો ? કોણની ઉપર ?"

"તે તને કહેવાની જરૂર નથી એટલું યાદ રાખ કે માર કિનાનો તું ભોગ થયો છે, અને તને ખાસ સપડાવવા મેં મારી જાળ પાથરી હતી."

એક બોલ પણ બોલ્યા વિના તે જવાન નવાબ ઉઠયો, અને લથડતે પગલે બહાર પડયો. તે ઘરમાંથી બહાર પડયો કે રસુલખાંએ ઠંડે કલેજે કહ્યું.

"ભલા, મને ખાસ જણાવજે કે જેથી તું આપણી શરત બજા લાવે છે કે નહિ તેની તેહકીક કરવાનું બની આવે. વખત અને જગ્યા ખાસ લખજે !"

સેહેજ ડોકું ધુણાવી, કશોબી જવાબ આપ્યા વિના તે જવાન

નવાબ ત્યાંથી ચાલી ગયો.

પંદર દીવસ પછી નવાબ રસુલખાં પોતાનો નાસ્તો લેતો હતો; તેટલામાં તેનો નોકર ટપાલ લઇને આવ્યો. તે સેહેજ સરનામાં જોતો હતે તેટલામાં ઓળખીતા દસ્તક જોઇ તેણે તો કાગળ ઝડપથી ઉખેડયું, અને તે વાંચતાંજ તેના ઘાતકી ચેહરાપર ક્રૂર હસવું પ્રગટ થયું, અને તેણે સંતોષનો દમ ખેંચ્યો, તે કાગળમાં થોડા શબ્દો હતા પણ તેને સમજવાને માટે પુરતા હતા.

"આજે, અફ્ઝુલજંગ પુલ, મધરાતના." તે કાગળને ફાડી નાંખવાને બદલે તેણે પોતાની તીજોરીમાં મુક્યું.

* * *

મીર-ઉર-ઉલ્મા. સરદાર અફ્ઝુલજંગ બહાદુર, નામદાર નીઝામ સરકારનાં લશ્કરનો વડો તથા હુઝરે મુઆઝીમનો માનીતો સરદાર, લાંબો વખત નોકરી કરી માન અને ઇઝતમાં સરકારી પેનશન પર રીટાયર્ડ થઇ ગુલબરગા ખાતે પોતાની બહોળી જાગીર ચલાવવા ત્યાં મથક કરી રહ્યો હતો.

જેવી રીતે પોતાના ચાલતા વખતમાં સરદાર અફ્ઝુલજંગ, હઇદ્રાબાદ ખાતે દરેકનો માનીતો હતો તેવીજ રીતે પોતાના બુઢાપામાં સરદાર, આખાં ગુલબરગા અને તેની આસપાસના ગામોમા પોતાની સ્વતંત્રતા, ભલાઇ, ઉદારતા તથા સુદ્ધાપણાને લીધે અતી ઘણી વિખ્યાતિ પામ્યો હતો. તે ત્યાંનો સ્વિકારાયલો વડો હતો, અને તેના શબ્દને માન આપવા દરેક અદના કે આલા તત્પર રહેતું હતું.

આ સરદારનો પોતાની વહાલી બેગમ નુરજહાં પર અતી ઘણો પ્યાર હતો. તેણી ગોયા તેની આંખોનું નુર હતી, અને તેણીને લીધે તેણે બીજી કોઇ પણ બેગમ કીધી ન હતી. સરદારને ફ્કત એક પુરૂં ફરજદ હતું અને તે નવાબ સીકંદરખાન હતો. કે જેને વિષે આપણે આગળ વાંચી આવ્યા છીયે. સરદાર પોતાનો વખત પોતાની વહાલી, માંદી સ્ત્રીની સારવાર કરવામાં રોકતો હતો, અને તે કામમાં તેને તેની પાલક બેટી નરગીઝ મદદ કરતી હતી.

નરગીઝ બાપડી સરદારનાં બેગમની એક અતી વહાલી સખીની બેટી હતી. આ બાનુ કોઇ બદમાશ સાથે પરણેલી હતી. અને તેથી તેણી પોતાના ધણીના આશરામાંથી નીકળી ગઇ હતી. મરતી વખતે આ બાઇએ પોતાની માનીતી સખીને બોલાવી પોતાની ચાર વરસની ગુલામ જેવી બેટીનું પાંખડું આપ્યું હતું; અને પોતાની દીકરી સમાન પાળવા વચન લીધું હતું. બેગમને કાઇબી છોકરી ન હોવાથી તેણીએ આ બચ્ચાંને પોતાનાં ફરજંદ માફક પાળ્યું હતું, અને તે બનાવને આજે અઢાર વરસ થઇ ગયાં છે.

જાણાવવાને જરૂર નથી કે નવાબ સીકંદર ખાન અને નરગીઝ એકજ ઠેકાણે સાથે ઉછર્યાં હતાં. ભાઈ બેહેન જેવો તેઓ વચ્ચે સંબંધ હતો. જેમ જેમ ઉમર વધતી ગઇ તેમ તેમ આ સંબંધે વધું કદમ ઉઠાવ્યાં, અને અંતે તેઓ બંન્ને ગયે વરસ એક બાજા સાથે પ્યારના ગાંઠથી બંધાયાં. આ ખુશ ખબરથી સરદાર અને

તેની બેગમને ઘણોજ આનંદ થયો હતો.

ગુલબરગા ખાતે આજે સરદાર પોતાનાં વહાલાંઓ સાથે બેસી ગપ્પા ચલાવતો હતો તેવામાં ધીમેથી બેગમે પુછ્યું.

" લડકેકુ એ કયા હુવા હય. કીતને રોજ હુવે હય લેકીન કુચ્છભી દાવાત અબ તક ન આઇ હય. બેટી, તુજે કુચ્છ ખત મીલા ?"

" માદર, પંદરે દીન હુવા હય લેકીન મુજે કુછભી ખત ન મીલા હય" તે ફુલકનુંર શરમથી લાલલાલ થઇ જતાં ધીમો જવાબ આપ્યો.

" જાને મન, તું કયું ફીકર કરતી ?" સરદારે હસીને પોતાની પ્રિયાને સમજાવી "આયંગે ! લડકા હય ઓર કામમેં હોયંગે તો કહાંસે લીખે ? લીજીયે, એ અબ ટપાલ આયા હય :" તેજ પળે નોકરે દાખલ થઇ ટપાલ આપ્યો.

" કુચ્છભી નહિ હય " સરનામાં જોઇ સરદારે ધીમેથી જણાવ્યું, અને ત્યાર બાદ બાજુમાં બેસી તેણે પોતાનાં કાગળો વાંચવા માંડયાં. એકાએક એક કાગળ વાંચી સરદારે અતી ઘણા દુઃખમાં પોતાની છાતી પકડી. તેને એમ કરતો જોતાં તેની બેગમે ગભરાઇને પુછ્યું.

" કયા હુવા જાને મન ?"

" કુચ્છભી નહિ. દીલદાર; એ તો થોડીસી ચુંક આ ગઇથી." તેણે તુરત હુસ્યાર થઇ જવાબ આપ્યો.

તે કાગળ જે વાંચતાં સરદાર ઝંખવાણો પડી ગયો હતો નીચે મુજબ હતું—

" ગુલઝાર બાગ, અંગ્રેજ બાઝાર, હૈદ્રાબાદ,

૪-૪-૧૯૦૮.

વહાલા સાહેબ,

આ કાગળ લખવા માટે દરગુજર ચાહું છું, પણ આપને જણાવવાની હું જરૂર વિચારૂં છું કે તમારો બેટો નવાબ સીકંદરખાન મારો અંગિત મિત્ર છે. ગયે અઠવાડયે તે મને મળ્યો હતો, અને તે વખતે તે તદન કાયર જેવો બની ગયલો હતો. ત્યાર પછી મેં તેની તબીયતની ચાલુ ખબર પુછાવ્યા કીધી પણ તે મને મળ્યો નહતો.

આસપાસના સંજોગોમાંથી મેં તેહકીક કરાવી હતી, અને તે પરથી માલમ પડે છે કે તેના પર કોઇ ભારી આફત આવી પડી હતી, અને તેથી અતી ઘણા દુઃખમાં તેણે આત્મઘાત કીધો છે. જો તમો ઉપલે લરનામે મને આવી મળશો તો સેવક પાસે જે જે વિગતો છે તેને આપને મુબારક કરવા સેવક નેહાયત ખુશ થશે.

મને થવાને માન છે.

વાહલા સાહેબ,

આપનો ખાદિમ.

નવાબ રસુલખાં."

સરદાર આ ખાને ખરાબીના સમાચાર વાંચતાં તદન હરણ-

ફાર થઇ ગયો. તેણે શાંત થવાનો પ્રયાસ કીધો. પુરી ખાતરી કર્યા વિના તે પોતાની પ્રિયાને કેમ કહે ? આહ ! તેણી તો આ સાંભળતાંજ ફાટી જશે, અને ઝુરી ઝુરીને મરી જશે. થોડો વખત શુધી શાંત રહી તેણે ધીમેથી પોતાની બેગમને કહ્યું.

"જાને મન, મારે હઈદ્રાબાદમાં આજે એકમિત્રની મુલાકાત લેવી છે. હું હવડાંની ગાડીમાં જઇશ. જેમ બનશે તેમ જલદી પાછો આવીશ, પણ તું સંભાલીને રહેજે. બેટા નરગીઝ, માદરને બરાબર સાંચવજે; હું બનશે તેટલી ઉતાવળ કરીશ." એમ કહી સરદાર પોતાના ઓરડામાં, ફાટફાટ થતાં જીગરે કપડા બદલવા ગયો, અને સ્ટેશનપર જવા, ગાંડી જોડવા ફરમાવ્યું.

પાંચ મીનીટમાં તે બહાર નીકળી ગયો, અને ફરીથી પોતાની પ્રિયાને સંભાળ રાખવાની ચેતવણી આપી.

સાંજના હઈદ્રાબાદ પુગતાં તે સ્ટેશનપરથી સીધ્ધો નવાબ રસુલખાંને મળવા ગયો તેને તુરત માળપર એક ભપકાદાર ઓરડામાં લઇ જવામાં આવ્યો, કે જ્યાં બેસી તેના બેટાએ પોતાની જીંદગી ગુમાવી હતી. સરદાર થોડા વાર સુધી ત્યાં વિચાર કરતો બેઠો હતો તેવામાં બારણું ઉઘડયું અને તરતજ પાછું બંધ થયું.

બારણું ઉઘડવાનો અવાજ સાંભળતાંજ સરદાર ફર્યો અને અંદર આવનાર શખ્સને જોવા લાગ્યો. તેને જોતાંજ તે સરદાર સદંતર દઘાઇ ગયો, અને પથ્થરનું પુતળું હોય તેવો બની ગયો. તેનો ચેહરો એકદમ ગુસ્સામાં લાલ ભુંડ જેવો થઇ ગયો, અને

અતી ઘણા ધિક્કારથી તે તેની તરફ જોવા લાગ્યો. એકાએક તેને ધાસ્તીની લાગણી થઇ આવી, અને ગભરાટમાં તે પાસેની ખુરશી પર બેસી ગયો.

"તું ! અબદુલ, તું ! યા માલીક ! એ કયા ગજબ !" તે ગભરાટમાં પુકારયો. "બોલ—અલ્લાહકે ખાતર બોલ કે તુજે કયસી બુરાઇ કી હય."

"આહ ! આવ્યો કે તું મારા જીવેજાન દુશ્મન ! આવ્યો કે મારા સપાટામાં !" નવાબ રસુલખાં મજાક કરતાં ધિક્કારથી બોલ્યો "ભલા સરદાર, તું શું એમ ધારતો હતો કે તેં જેબી નુકશાન મને કરયું હતું તે હું મુંગે મોઢે સહન કરીશ, અને તને મારે પઇસે તાગડ ધિન્ના કરવા દઇશ ?"

આ સાંભળતાજ તે બહાદુર શુરવીર લાલ પીળો થઇ ગયો.

"બદમાશ !" તે પુકારયો. "તને તો વાજબી શીક્ષા થઇ હતી તું શું એમ ધારતો હતો કે મારા બધા અમલદારો આંધળા હતા ? તું તો બુરો બે–બુન્યાદ છે. તેં બધાને જુગારમાં ઠગ્યા હતા એટલુંજ નહિ, પણ નામદાર હજુર, ગરીબ–પરવર તરફ તું નિમકહરામ બન્યો હતો !"

"આ હીસ્તે, ભલા, આ હીસ્તેજ ! મીજાજ કાબુમે રાખ્યેજી, એમ લાલ પીળા ના થાઓ નહીંકર કાંઇ બોજાની વાત થઇ પડશે. ભલા મને મારી આબરૂ માટે કાંઇબી કહેવું નથી. તું મારો હડહડતો દુશ્મન છે–કેમકે તેં મારી દીલદાર ખુંચવી લઇ તું તેણીને પરણી ગયો હતો !"

'તે માટે તો હું ખુદાના હઝારો શુક્ર અદા કરૂં છું'." સરદાર તુરત બખાલ્યો, કે એ બાપડી તારી પરણેતર બની મહા દુઃખમાં પડવાથી બગી ગઇ છે."

"તારે જોઇએ તે માન પણ હું ખાતરીથી માનું છું કે નુરજહાં જો મારી પરણેતર થઇ હોત તો લ્યાનત અને આફત-માંથી ફક્ત તેણીજ મને બચાવી શકતે. તેણીને ખાતર હું જરૂર ભલો અને પ્રમાણીક માણસ થાત ! ખ્યર ! ત્યાં મારે એ રડન પાટલો–રડવો નથી. ભલા. મારૂં કામ સંપુરણ રીતે મોતે પાર પાડયું છે" "મારો દીકરો—" તે શુરવીર ગભરાઇને બોલ્યો.

"તારો દીકરો—હા, તારો દીકરો" તે શયતાન ધીમેથી બોલ્યો અને પછી બખાળ્યો.

"સરદાર અફઝુલ, આજે મારૂં વેર વળ્યું છે. "સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો" એ કેહવત તો જાણોછેઃ ને ! તને ખબર છે કે આપણા વચ્ચે ચોક્કસ આચારવિચારોમાં મતફેરી પડી હતી, એટલે કે તું જેને ઠગાઇ કેહતો હતો તે મારે મનથી તેમ ન હતું; આ કારણોસર તેં મને સરકારી નોકરીમાંથી પાણી-ચું આપ્યું હતું. જતી વખતે તને હું ખાસ મળ્યો હતો, અને તે વખતે મેં જે કાંઇ કહ્યું હતું તે તો કદાચ ભાગ્યેજ તને યાદ હશે; બનવાજોગ કે મારાં બોલવાને તેં વજન આપ્યું ન હોય, કેમકે તારે મનથી મારા જેવો અપમાન પામેલો દુષ્ટ માણસ તને શું કરી સકવાનો હતો ? પણ ત્યાં તારી હુસ્યારીએ તને ભુલથાપ ખવાડી છે. વાત એમ બનીછે કે ફીનો લેવા જે

હડહડતા સોગંદ મેં લીધા હતા તે મેં પાળ્યા છે. મેં કહ્યું હતું કે અપમાનનો બદલો અપમાન અને લ્યાનીતીના બેવડા સ્વાદથી હું વાલીશ અને મને આશા છે કે મેં મારો બોલ પાળ્યો છે એવી તારી પુરી ખાતરી થશે."

સરદાર આ લંબાણ ભાષણ ગુપચુપ સાંભળતો હતો. તેનો વાહલો બેટો આ બદમાશના સપાટામાં આવ્યો હતો એમ જ્યારે તેણે જાણ્યું ત્યારેજ તેને ફાળ પડી હતી કે આ બદમાશે જબરી બુરાઇ કરી હશેજ. પોતાના દુશ્મનની ખુશાલીથી તેને ઘણું દુઃખ થયું; છતાં તે બહારથી શાંત રહ્યો.

મીર અબદુલખાન ઉરફે નવાબ રસુલખાં પોતાનું ભાષણ સમાપ્ત કરી રહ્યો કે સરદારે શાંત જવાબ આપ્યો.

"મને શક નથી કે તારા જેવો હડહડતો બદમાશ માણસ કિનો લેવા કદી ચુકે નહિ. તારા બોલવા પરથી હું એ સારપર આવ્યો છું કે મારૂં વહાલું ફરજંદ ગુજર પામ્યું છે—" તેનો અવાજ ધ્રુજ્યો અને તેની આંખમાં આંસુ આવ્યાં પણ તુરત હુસ્યાર થઇ તે બોલ્યો. "ખુદા ખાતર તું મને કેહશે કે તેં કેવી રીતે મારા બેટાને લ્યાનતીમાં લાવી મુકયો છે, બેશક તેને નાશ તરફ દોરવી લઇ જવાને તેં તો તારૂં બનતું કરયું હશેજ!"

"સેવક નમે છે," તે બદમાશે દમમાં મજાક કરતાં જણાવ્યું. "સરદાર તમે સમજુ છો એટલે બહુ છે. જ્યાં સુધી માણસ પોતે વમળાતી જાળમાં સપડાતો નથી ત્યાં સુધી તેને શરમ લાગતી નથી. તારો દીકરો–મરહુમ દીકરો–છેલ્લાં પાંચ વરસ થયાં

મારો અંગિત મિત્ર હતો, અને હું ધારૂંછ તેમ તને ખબર તો પડી ન હશે કે તે અથંગ જુગારી હતો. જુગારનો ચડસ તેને સેવક તરફથી એનાયત કરવામાં આવ્યો હતો. અલબત્ત મારી સાથે રમતાં તે કદીબી જીતતો હતોજ નહિ; પણ હાર્યો જુગારી બેવડું રમે તેમ તે યાહોમ ખેલતો હતો. પોતાના ગજા ઉપરાંત તેણે આ બુરા લખમાં ગુમાવ્યું હતું. હું ધારૂંછ તેમ તેને રૂપ્યા પચીસેક હજારનું દેવું થઇ ગયું હતું. આ શરમભરી હાલતમાંથી બચવા તેણે મારી બેન્કમાંથી મારે નામે રૂપ્યા પચીસ હજાર મેળવવાની તજવીજ કરી હતી, એટલે કે તેણે મારા નામની ખોટી સહી કરી હતી."

"લબાડ !" સરદાર ઝનુનમાં આવી તેનાતરફ ધસી જતાં પુકાર્યો. જો રસુલખાં તે પળે બાજુએ હડી ગયો ન હોત તો તેનું કોડું, જરૂર રંગાઇ ગયું હોત.

"સબર !" તે બદમાશ છેડાઇને બોલ્યો. પોતાના દુશ્મનને દુઃખી થતો જોઇ તેને આનંદ થતો હતો.

"હું કબુલ કરૂં છું કે પહેલાં હું પોતે આ બીના તરફ શકમંદ હતો" તેણે પોતાની લતાફત આગળ ચલાવી. "આવો ભયાનક જોખમ સીકંદર ખેડશે એવી મને આશા ન હતી. મને લાગેછ કે શયતાને એને ભમાવ્યો હશે, તથા હાથમાં આવેલી લાલચ એ ગુમાવી શકયો ન હશે. તેથી તે મારી દયાપર લટકયો અને તેમ કરવા માટે મેં તેને દરેક ઉત્તેજન આપ્યું હતું."

"તે તો મારી ખાતરી છે," સરદારે પોતાનો હોઠ કરડતાં જણાવ્યું.

" મને ખબર હતી કે તે મુશ્કેલીમાં આવી પડયો હતો, અને તેની મુંઝવણમાંથી મેં મારો દાવ સાંધવા માંડયો. તેથી મારી મીલકતો વેચી દઇ મેં મારી સઘળી દોલત બેંકમાં જમા કીધી. એક દીવસ તારો બેટો મને મળવા આવ્યો ત્યારે પાસેની ટેબલ-પર મારીં ચેક-બુક તથા બેંક-બુક પડેલી હતી. જરૂરના કામસર અડધા કલાકમાં આવવાનું કહી, હું બહાર ગયો. અને ત્યાંથી ખામખા બે અઢી કલાકે પાછો ફર્યો. મારે જણાવવું જોઇએ કે મારી સહીનો નમુનો પણ હું ત્યાં છોડી ગયો હતો. બાકીનું તું સેહેજ સમજી શકશે. બીજે દીવસે બેંકમાં ચેક વટાવવા તારો બેટો ગયો. સહીમાં કાંઇ ફરક લાગતાં મેનેજરે તે મારાપર મોકલી આપ્યો કે તુરત મેં તારા બેટાને ખખડાવ્યો. તેણે પોતાનો ગુનાહ કબુલ કીધો, અને મને તે ચેક ફાડી નાંખવા પગે પડી અરજ કીધી; પણ મેં તે નાકબુલ રાખતાં તેને પચીસ હજારનો બીજો ચેક ભરી આપ્યો, એવી શરતે કે તેની જીંદગીનો ઉપ્યોગ હું મારે મનગમતો કરી શકું. ત્યાર બાદ મેં તેને પાંના રમવા કહ્યું અને એવી શરત કીધી કે જો મારૂં પાનું ચઢતું નીકળે તો એક મહિનામા તારા બેટાએ પોતાની જીંદગી કોઇપણ કીસમે ખતમ કરવી; અને જો તેનું પાનું ચઢતું નીકળે તો મારે તે ચેક ફાડી નાંખી તેને ફરીથી જીંદગી આબરૂ-દરકારથી શરૂ કરવાની તક આપવી. નસીબ મારી તરફેણમાં હતું અને તે હારી ગયો હતો. આ બનાવ પંદર દિવસની વાતપર બન્યો હતો. તે કયારે અને કયાં પોતાની જીંદગી ખત્તમ કરશે તે મને જણાવવાની તેની ફરજ

હતી, તેથી મને તેના તરફથી એક કાગળ મળ્યું હતું જે જોઇ તું તારી ખાતરી કરી શકશે. "

તે સરદારે તે ટુંક કાગળ વાંચ્યું અને તે એકદમ છેડાઇ પડયો.

"ખુની! બદમાશ! તું શું મારી આગળ ઉભો રહી એમ કહે છે કે તેં મારા બેટાનો હાથે કરી નાશ કીધો છે? આહ! આખી જગતમાં હું તારો આ ગુનાહ બહાર પાડી તને રૂશવા કરીશ, બદમાશ! હું તને એમ સેહેલ છોડીશ નહિ! નહિંકર તારો ટોટો પીસી તારો જાન લઇશ!"

"જા! જા! જઇને દુન્યામાં જાહેર કર કે તારો દીકરો કેવો બદમાશ હતો," તે ખુનીએ નફ્ફરો જવાબ દીધો, "મને તેની કશી પરવા નથી. તારી પોતાની કીર્તીને ધુળમાં રગડોળવી હોય તો તેમ કર, નહિકર તેરીબી ચુપ ઓર મેરીબી ચુપ કરવામાં સાર છે. હું આજ સુધી મારા કિના માટે ટળવળ્યો હતો. અને હવે આજે સંતોષ પામ્યો છું. તારા બેટાનું શબ કેથે બહાર નીકળશે એટલે અકસમાતિક મરણ તરીકે તે નોંધાતાં કશી અડચણ નડશે નહિ. બસ, આજે મારી જીત થઇ છે."

"તારી જીત?" સરદાર તુંદાઇથી બોલ્યો. "ખરેખર તારે તે માટે ખરેજ મગરૂરી લેવાની છે. તારાં આ ક્રૂર કામથી તેં શું કીધું છે તે હું તને જણાવીશ. હું મારે માટે બોલતોજ નથી કેમકે છાતી–ફાડી–નાંખનારાં દુઃખો મેં ખમ્યાં છે–એટલે છાતીપર પથ્થર મુકી હું આ કામ ઉપાડીશ; પણ જે ઓરતને તું ચહા-

વાનો ઢોંગ કરતો હતો તે ઓરતનું જીગર તેં સદંતર તોડી નાખ્યું છે—અને એક કમનસીબ બાળાનું ભવિષ્ય કચડી નાંખ્યું છે. મારો બેટો થોડુંકની વાતપર તારી બેટી સાથે અદરાયલો હતો!"

"મારી બેટી!" તે હેવાન હરણફાર થઇબોલ્યો. "મારી બેટી! જા, જા! કોણને સમજાવે છે? મને ફરજંદજ ક્યાં થયું છે?" જવાબ આપવાને બદલે સરદારે પોતાના ગજવામાંથી ચારેક છબીઓ કાઢી અને તેમાંથી એક તેને આપી કહ્યું. "હવે તારી ખાતરી થાયછ કે?"

"યા અલ્લાહી!" તે કમબખ્ત આ જોતાં દીગમુઢ થઇ બોલ્યો. "એ તો મારી નુરી!એ તો મારી નુરઉલ મહાલ છે!"

"નહિ! એ તારી નુરી નહિ પણ તેણીની બેટી નરગીઝ છે" સરદારે કરડા અવાજે કહ્યું.

"તું બેશરમે એ બાપડીને લ્યાનતની ગારમાં નાંખી હતી અને તેથી તેણી તારો આશરો છોડી ગઇ હતી. પણ બીજે મહીને તેણીએ નરગીઝને જન્મ આપ્યો હતો. તારી નુરી અને મારી બેગમ બન્ને જીવેજાન સખીઓ હોવાથી મરતી વખતે તેણીએ નરગીઝને અમોને સોંપી હતી. તારી દીકરીને આજ સુધી અમે અમારી દીકરી તરીકે પાળી, તેણીને મારા બેટા સાથે પરણાવવાની હતી. શયતાન, તારા કીનાથી તું સંતોષ પામ! હું તને કાંઇ કહેતો નથી પણ તે બળવાન રેહમી પીતા તને ઘટીટ સાક્ષા કરશે."

એક બોલ પણ બોલ્યા વિના સરદાર લથડતે પગલે બહાર

પડયો, અને કમબખ્ત રસુલખાં પોતાનું માથું કુટતો ભોંયે પડયો.

સરદાર બે દીવસ સુધી હયદ્રાબાદમાં રહયો. આખી મુશી નદી, માછીઓની જાળથી તેણે ગાળી કઢાવી પણ તેના મરહુમ બેટાનું શબ તેને મલ્યું નહિ. ત્રીજે દીવસે તે તુટેલાં જીગરે આ હેબતનાક ખબર પોતાની પ્રિયાને જણાવવા હયદ્રાબાદ છોડી ગયો, પણ તે પહેલાં નવાબ રસુલખાંના માણુસે તેને એક કાગળ આપ્યું હતું.

તે કાગળમાં તે કમબખ્તે પોતાનાં પાપોનો એકરાર કરી, સીકંદરખાનને આડે રસ્તે દોરાવવા માટે ભારે પશ્ચાતાપ કીધો હતો. તેણે પોતાની તમામ મીલકત પોતાની બેટીને આપવાનું તેમાં જણાવયું હતું, તથા પાપોની તોજેશ માટે તેણે રીવોલ્વર ફોડી આપઘાત કરવાનો નિશ્ચય જણાવ્યો હતો.

એક કલાક પછી બીજા નોકરે આવી તે કમબખ્ત શખ્સના આપઘાતની ખબર જણાવી હતી.

આખરે પણ તે મહાન કિરતારનો હક ઇનસાફ પરીપુરણ થયો. માણુસ જાત અદેખાઇ કિનો અને દવેશની જવાળામાં વારંવાર આંધળો બની, શયતાનિક કામો કરે છે. અને તે આંધળી ધુઇમાં તેને પરમાત્માનો સેહેજ પણ વિચાર થતો નથી. પણ કીરતારની કરામત ઓર છે! સાહેબની નજર આગળ બધું ખુલ્લું છે, તો પછી પાપીઓ કેમ બચી શકે? સંજોગ અને સ્થિતીને લીધે પાપી પોતાના પાપમાં ક્ષણિક ફત્તેહ પામે છે પણ મોડે કે વહેલે તે મહાન સાહેબનો બળવાન હાથ

તેનાપર ઉતર્યા વિના રેહતો નથી. અનુભવ એમ કહે છે કે માણુસજાત આંધળો બની પાપમાં ચકચુર થાય છે; અને તે પોતાને ફતેહમંદ થયલો જોય છે તે વખતે તેના પર હક ઇનસાફ ઉતરે છે, અને તે ફતેહમાં ફુગરાતા આંધળાને ઇશ્વરી સક્તિનું ભાન થાય છે. વધું લંબાણુ ન કરતાં એટલુંજ કહીશું કે કર તે જો આ દુન્યામાંજ છે. જેવું વાવો તેવું લણો! જ્યારે એમ છે ત્યારે શામાટે માણુસ આંધળો થઇ પાપમાં ઝબકોર્યા મારે છે? ઉઠ, બેરાદાર, ઉઠ અને જાગ્રત થા! તે રેહમી બાપ તને બચાવવા તઇયાર છે તો શા માટે ઢીલ કરે છે? વધુની શી જરૂર છે?

* * *

તુટેલાં દીલે સરદાર પોતાનાં મકાનમાં દાખલ થયો, પણ ત્યાં આનંદ અને રંગરાગ ફેલાયલો જોઈ તે અજબ થયો. હૉલમાં દાખલ થતાંજ તેણે પોતાની બેગમ તથા નરગીઝને કોઇ બીમારની સારવાર કરતાં જોયાં ત્યારે તે તદન ફાટી ગયો. અજાયબીમાં અજાયબી તો એ હતી કે. કોચની આગળ નામદાર આલાંજાં સરકાર, ગરીબ-પરવર નીઝામ સાહેબ પોતે હસતા હસતા ઉભા હતા! તે પોતાની આંખપર પણુ વિશ્વાસ મુકી શકયો નહિ. આ બધો દેખાવ તેની શક્તિ ઉપરાંત હોવાથી એકાએક તે બેશુદ્ધ બની પટકાઇ પડયો.

હુસ્યાર થતાં નામદાર નીઝામ સાહેબને પોતાની પાસે બેઠેલા જોઇને તે અજબ થયો.તે નેક ગરીબ-પરવરે પોતાના માનીતા સરદારને પસવારી સઘળો ખોલાસો કીધો.

વાત એમ બની કે જે રાત્રે નવાબ સીકંદરખાને આપઘાત કીધો હતો તે રાત્રે નામદાર નીઝામ સાહેબને ઉકળાટ લાગવાથી તેઓ મધરાતે પોતાની લોંચમાં નદીપર ફરવા નીકલ્યા હતા. ફરતાં ફરતાં પુલની નીચે એકાએક મોટો ધબકારો થયલો તેઓએ શાંભ- ળ્યો. તુરત લોંચ ત્યાં ફેરવી, માણુસો ઉતારવામાં આવ્યાં; અને પરિણામમાં ડુબવાની અણીપર આવેલા સીકંદરખાનને ઉચકી લોંચપર લાવવામાં આવ્યો તુરત તબીબી દોડ પડતાં તે લગાર હુશ્યાર થયો. બે દીવસ ખાસ સારવાર પછી નામદાર હઝુર આગળ તે જવાને સઘળો એકરાર કર્યો; અને તે ભોળા રાજ્ય- કર્તાએ તેને દરેક આફતથી બચાવવાનું વચન આપી, પોતાના માનીતા સરદારને ખુશ કરવા પોતે જાતે તે બીમારને લઇ આવ્યા હતા.

હવે અરસપરસ ખુલાસા થયા અને સઘળુ સમાધાનીથી પાર ઉતરયુ'. છ મહિના પછી નામદાર નીઝામે પોતે ખાસ ધામધુમ કરી નવાબ સીકંદરખાનનાં લગ્ન નરગીઝ સાથે કરી આપી, તેમને પોતાની પનાહમાં લીધાં.

( સમાપ્ત. )

વાડી બંગલે રહો કે ગમે તો
નાની ગુંજાશ ચહેલીપર વસો.

---

તમારી ગુંજાશને લાયક થાય અને વળી ઘર શોભે
અને છોકરા છૈયાં ઘસીપીસીને વાપરે તેવો
માલ મસાલો લેવાને ચુકતા ના.

---

મશીનથી બનાવેલું કાંકડુ ટકાઉ અને અપ-ટુ-
ડેટ ફરનીચર કાંઈ સઘળીજ દુકાનેથી અને
કારખાનેથી મળવાનુ નથી.

---

ત્યારે તમે કયાં જશો? અને કયાંથી લાવશો?

---

તમારાં શર્ટના કફ ઉપર ચુખડપેનથી આગે નીચલો કાર્ડ
લખી રાખો.

**ફરામરોઝ ઍંડ સન્સ**
કેબીનેટ મેકર્સ,
ગોવાલ્યા તળાવ ટેંક રોડ.

# મ્હારી મૂએલી માશુક!



## એક ટુંકી વારતા.



( લખનાર—**મશરેક.** )

ખોદાએ મને ગરીબને ત્યાં જનમ આપ્યો હતો અને હું તેજ હાલતે ઉછરીને મોટો થયો હતો હું હાલબી ગરીબ છું, મગર જો હું મને પોતાને મગરૂર નહીં બતાવતો હોઉં તો એ અદબની મારી ચહાતાં હું કહુંજ કે હું "સંતોશી" છું. દાલ-રોટલી જે ખોદાએ આપ્યું તે ખાધું ને તે પાક પરવરદેગારના શુકરાના કીધા એ મારી અસીલાત છે અને એજ.—એજ મારો સધીયારો બલકે સુખ ભરેલો વાજબી સંતોશ છે.

હું તે સવારે પણ મારાં ગરીબ ઘરના ગરીબો વાપરે તેવાં થોડા સામાનના નાના ઓરડામાં મારી પીછી લઇને બેઠેલો હતો. તેટલાં મારી મનની મુરતી અને મારા દીલની રાણી નાજું

છણું છણું હસીને મારા તરફ આવી.

"નાદર, કલેજાં આજે તો મુંબઇમાં ગરમીનો સટીમ-પાવર કંઇ અમારા સોલાપુરી ગરમીની હદ સુધી વધી ગયોછ !" અને એટલું બોલતાં કે તે જવાન મનોહર સુંદરી મારી પાસે મુકેલી "રોકીંગ-ચેર"પર બેસી જઇ એક નાહ્લાં બચ્ચાંની અદાથી હીચકા ખાવા લાગી.

ઓ, તે ગાલોપરની ગુલાબી રતાશ અને તે સુંદર હોઠાપરની મધુર લાલાશ ! તે મને ગોયા બાગે બેહેશતમાં ગએલો મનાવાને પુરતો પુરેપુરો લાયક હતો.

મેં તે ખુબસુરત બુલબુલના બોલવાના જવાબમાં વળતું હસીને કહયું :-

"હા, નાજું ડીયર, ગરમી તો ખુબ પડછ પણ મને તો તારોને તારોજ વીચાર આવયા કરેછ કેની તે ગરમી-ગરમો તો બધું ભેજાંમાંથી કયાંનું કયાં ગુમ થઇ જાએછ."

નાજું આએ સાંભળીને ખરખર હસી.

"ગુમ થઇ જાએછ ?" તે જાણે અજાયબી સાથે બોલી પડી "ત્યારે તમારૂં ભેજું કંઇ શેકશપીરીયન ભેજું નહીં કહેવાય— કહેછ કે શેકશપીયર તો ચાર મહીનાનું દરરોજનું ખાધેલુંબી યાદ રાખતો તો ને તમે તો ગરમી જેવી ગરમીનેબી ભુલી જાઓછ ?"

મારી વાહાલી અને મારી ચીતી રાખેલી ભવીશયની તે દીલબરના લબોમાંથી સરી પડેલો મજાક કરનારો તે વાકય

સાંભળી મારાથી હસવા વગર રહેવાયું નહી.

પણ તે પછી મેં મારૂં તે દીવસનું કામ શરૂં કરવાનું હાથમાં લીધું. મારાં ભવીશયની મોહોરદાર થનારી નાઝાંને મેં બરોબર રીતે જેમ મને જોઇતું અને ભાવતું હતું તે પોઝીશનમાં બેસાડી અને હવે તેના ચેહેરાનો સુંદર ચીતાર ચીતારવાનું રફ કામ મેં ચલાવયું.

ફકત અરધા કલાકનું તે કામ હતું જે કરી રહી હુ પરવારી ગયો કે થોડાક વખતની ખુશ ટોળ ટપપા ચલાવી નાઝું મને શેકહેનડ કરી ચાલી ગઇ.

તે ગઇ ને ગઇ કે મને ગમયુંજ નહી. મને તેનું હસવું—બોલવું એટલું બધું તો મનપતીજ થતું કે તે ગઇ એટલે મારા કામ પર મંડી જવાનુંબી મને સુજયું નહી, પણ આખરે મારી છાતીને દાબી અને મારા મન ઉપર કાબુ ધરીને મેં મારી પીછી અને રંગ તઇયાર કરવામાં ધયાન લગાડયું તેટલાં મારો દોસત અદી વહાડયા આવીને મારી સામે ઉભો.

"જયારે જોઉંછ ત્યારે તું તારી આબે પીછીમાં ને પીછીમાંજ રગડાયલો ને ખરડાયલો કે?" તેણે તરારો મુકયો "કંઇ બીજું કામબી કરશે કે નહી—લેની ગમે તો આએ મારી નવી નોવેલ મેં કહારીછ તે વાંચ."

"મારૂં કામ શું ને મારો ધંધો શું? પીછી ને રંગથી ચીત્ર ચીતારવાનું, તો પછી એ મારા પેટના સામાન સાથે હું આખો દહાડો રગડાઉં ને ખરડાઉં નહી તો પછી ભુખે મરૂંની.

મેં હસીને ચલાવયું. "તારી-કાની છે કે બપાજાના ફાળાપર કુદકાભુસકા મારીને નોવેલો રચું ને વારનાઓ લખું!— એ વળી તારી નવી નોવેલ શું કહાડીછ જે?" મેં છેવટે પુછયું.

"અરે દોસત," અદીએ જાણે ખાટો—મોહકો પાટીઓ ખાધો હોય તેમ મોહું મટમટાવતાં કહયું "જાસનાને કીલફ્બા તો એવું આએ વખત ઘસરી કહારીયુંછ કે પેલો "જામે" વાળો દોઢ કોલમ ભરીને "રીવયુ" નહી આપે તો આએ મુછ બોરાવી નાખું, મુછ. વારતા તો એવી ફક્કડ કે જેનું નામ વારતા, ને તેનું હેડીંગ શું દીલચશપ છે? જરા સાંભળ તો ખરો નામબા સેવકે ચુંટી ચુંટીને ઘાગુંજ ફરસટ કલાસ મુકયુંછ, તે મારી નવી નોવેલનું નામ છે "ખાનબહાદુર એસફા ને તેની બાહવરી ગેઇ ચસકી" સમજ્યો?"

મારાથી તે મારા ભોળા દોસતની નવી નોવેલનું નામ સાંભળીને હસવા વગર રહેવાયું નહી.

"ચાલ ત્યારે અદી." મેં કહયું "તું સામે બેશીને કાંઇ બીજી નવી નોવેલનો પલોટ તઇયાર કર ને હું આએ મારૂં નવુ પીકચર બનાવવા બેસુછ."

"નવું પીકચર?" તે જાણે વીજળીના ઝટકાથી ચમકી ઉઠયો હોય તેમ બોલી પડયો "તે વળી કોઇ હસીનાનું, સકીનાનું નહીં તો વરજીનાનું હાસે!"

"નહીરે, એ તો પારસી બાનુનું છે." મેં જવાબ દીધો.

"પારસી બાનુ!" તેણે ચલાવયું "તે કોણુ?"

"જો અદી તુનેજ કેહુંછ હું." મે તે મારા ભોળા પણ મારે માટે સદાના માથ'ળુ બીરાદર સમાનના ભલા મીત્રને મારી વાત કહી "હું જે પીકચર પાડુંછ તે છોકરી સાથે પરણવાનો મારો વીચાર છે."

"પણ તેનોબી કાંઇ બારો મીઠો વીચાર હોશે તારેની ?" અદીએ વચમાં બોલી દઇ પોતાનું પેટ ખાલી કીધું.

હાસતો, મારી સાથે હસેછ-બોલેછ પાના રમેછ ને કોઇ કોઇ વખતે સાથે જમીયેછબી. મેં જણાવ્યું.

હું, હું ! એટલા બધી વાત આગળ વધીછ કે ? પણ તે છોકરીનું કંઇ નામ-નીશાન ?

નામ તો નાજુ આર. પટેલ કરીને છે એમ જાણુંછ પણ ઘેરની નીસાની તો શોલાપોરની આપેલી છે—

શોલાંપોરની પારસીની એક છોકરી અહીંયા આવે ને વળી તારી સાથે દોસતીબી પાડે ? જાણે આસમાન-જમીન એક થઇ ગઇ હોય તેમ મારા તે ભોળા દોસતે અજાયબી દરશાવીને પુછ્યું.

કહેછ કે આંટરોડમાં એની કોઇ માસી રહેછ તેને ત્યાં એ ઉતરેલી છે, એની માસીનું નામ-ઠામ એણે મને આપયુંછ ખરૂં, જયારે અમારા અદરાવાની બીના નક્કી થઈ જાય તો પોતાને બાપને ઘેરે શોલાપોર મને લઇ જવા તે છોકરી ખુશી છે અને તેથીજ તે મને પોતાની માસીને તયાં આવવા ના પાડેછ. મેં ખુલાસો કીધો, કહેછ કે માસી કોઇ પરાયા મરદને પોતાને ત્યાં આવેલા જોઇને એક વીછણ વાઉની કાની છેરઇ પડેછ.

ડોકરી કોઇ જબરી! મેં અજાયબી બતાવી.

પણ મારા દોસતના ધ્યાનમાં તે વાત ઉતરી નહી હોય તેમ તે તો અજબ રીતે વીચારમાં પડયો હતો. તેથી મેં પુછયું અદી, તું મારી વાત સાંભળેછ કે કાંઇ તારી નવી નોવેલપર વીચાર દોરાવેછ?

પણ અદીએ પાછું પાનછેરયું હીલાવ્યું અને એક નીસાસો નાખીને ત્રણેક મીનીટની થોભ પછી કહયું જોની નાદર, મારા ધ્યાનમાં કાંઇ તારી વાત ઉતરતી નથી. એ નાજુંની માસી એવી ખાઉં કરડું ને તું કહેછ તેમ વીછણ વાઉછે તો પછી તે તારી સાથે પોતાની બેહેન ની દીકરીને મળવા ભેટવા દે એ વાતપર મનેતો બા જબરો સંકા છે.

હું હસી પડયો.

'અરે, સંદેહ શાનો ને દર શાનો રાખેછ." તે મેં સમજાવ્યું "માશી એને લઇને એક દહાડે મારા સ્ટુડીઓમાં એની છબી પાડવા આવી ને તે દહાડા પછી ડોકરી કેથી રૂમેટીઝમથી અડીને બીચારી ખાટલે પડી. ને નાજું હસતી રમતી જવાન છોકરી તો મને જોઇને મારાપર મોહી પડી ને તે દહાડા પછી ઢીંગલી-ગુરયાંનાં ફારસ ચાલ્યા. મેં કાંઇક શરમાતાં શરમાતાં કહયું.

"હું ધારૂંછ કે ઘણા થોડા દહાડામાં એટલી બધી દોસ્તી પડી નહીં હોય?" વળી તપેસરી બાવાની કાંની અદાએ નાકનાં નસકોરાં પોહળાં કરી દઇને ડોળા આસમાનસે ચઢાવી મુકી પુછયું.

"આઠ દહાડામાં—ફક્ત, આઠજ દહાડામાં અમનેદોસ્તી પડી ગેઇ, ગીએ શનીવારે એની મારી સાથે એ આવી ગેઇ ને પછી બીજેજ દહાડેથી ડોકરી રૂમેટીઝમથી ખાટલે પડી." મેં મારા દોસ્તને બધો ખુલાસો સમજાવ્યો "સીટીંગ આપવા માટે હીલ્લા—બહાનાં કરીને તે રોજ મારા સ્ટુડીઓમાં આવતી જાએછ."

"પણ છોકરી કંઇ બુરી ચાલની તો નથી ની?" મારા મીત્રે પાછો સંદે કીધો અને પુછ્યું.

"તોબાહ, ગમે તેવી રીતે મારી સાથે તે હસ્તી—બોલતી હોસે, મગર હું મારા મજહબના કસમ ખાઇને કેહુંછ કે તે કોઇ બી રીતે બુરી કે બદ ચાલની નથી."

"એ છોકરી પાછી કયારે અહીં આવશે?" અદીએ પુછ્યું. "મને મારા દોસતની મહોરદારને ઘણીજ જોવા ગમેછ." અને અહીં તે બાળે ડોળે મારી તરફ જોવા લાગ્યો.

"કાલે સવારે પાછી આવશે ખરી." મેં જણાવયું.

અને બીજી સવારે આવવા કહી અદી કેટલીક એલાર-પેલારની વાતચીત કરી અરધો કલાક પછી તયાંથી ચાલી ગયો અને તે પછી હું ધ્યાન લગાડીને પેલું પીકચર ચીતારવા બેઠો.

તે દહાડો કેમ ગયો કારણકે જો કે હું પીકચરમાં ગુંટાએલો હતો તો બી મારૂં દીલ મારી વહાલી નાજુમાં ભરાયલું હતું. તેણીએ મારૂં દીલ અજબ રીતે જીતી બલકે ચોરી લીધું હતું અને મને દર પળે લાગ્યું કે નાજુ વગર દુનીયામાં હું જીવી શકનાર હતો નહીં.

રાતેઓ મેં ઉંઘ ખેંચી કહાડવા માટે ઘણી કોશેશ કરી, મગર ઉંઘ મારા તરફ ફટકતીજ હતી નહી-તે તો દુર ને દુરજ નહાસતી હોય તેમ મને છોડી ગઇ હતી.

મેં નીંદ વગર બીછાનું ખુંદી કહાડયું અને સવારના પોહોરમાં નાજુંના આવવાની રાહ જોતો હું બેઠો.

મગર કમનશીબી !

રાબેતાનો વખત પસાર થવા આવયો છતાં મને મળવા મારી મનની એકની એકપુરી મુરતી મારી વાહલી નાજું આવી નહીં !

નવ-દશ-અગીયાર વાગયાનો વખત થયો પણ નાજું આવી નહી. "નાજુંને શું થયું હશે, નાજું કાંય નહીઆવી હોશે" ને વીચારમાં ને વીચારમાં હું ઘેલા-ગાંડાની મુઆફક એમથી તેમ ને તેમથી એમ ઓરડામાં ફેરા ખાવા લાગયો. મેં અદીની કંઇબી દરકાર કરયા વગર મોટે સાદે નીસાસાપર નીસાસાઓ નાંખયા અને અદી પાસે જઇને નાજુંના નહીં આવવાની ફીકર બતાવવાના કરતાં મારા દીલનેજ મેં ઘડી ઘડી પુછયાં કરયું કે નાજુ" કેમ નહીં આવી ?"

આખરે મેંજ ચુપકીદી તોડી જયારે અદી તો મારી ચાલ-ચલણ જોતો ખયાલમાં બેઠો હતો.

"હું તો એની માસીને તયાં જાઉંછ, અદી." મેં કહયું "મારૂં ચીત ફરેંઆવ્યુંચ, રખે એને રસતામાં કંઇ અકસમાત થયો હોય" પણ હજુતો હું પાઘરી લઇને સાફ કરૂંછ

મગર ત્યારે મામલો શું હતો? એક આખા મહીનો પુરો થયો અને તે પીકચરબી મેં પુરૂં કરી નાખયું.

બીજા દશ દીવસ ગબડી ગયા અને બરોબર અગીયારમે દીવસે મને એક ટુંકુ કાગળ મલ્યું.

તે કાગળ નીચે મુજબ હતું:—

"આશા છે કે તમો ખોદાના પાક હુકમથી સારી તંદરોશતીમાં હશો. મારા મોટાબા પાછા સારા થયા છે, અને હાલ જોધાની કાની ફરે છે હરે છે. મારાથી ચોક્રસ સંજોગો સબબે તમારાપર કાગળ લખાયું નહીં અને આજ સુધી તમારા તરફ અવાયું નહીં. કોણ જાણે કયારે તમારી તરફ મારેથી અવાશે. મારૂં પીકચર આશા છે કે પુરૂં થયું હશે આટલું કાગળમાં મેં કંઇ કંઇ મુશીબતે લખેલું છે તેથી વધતું લખતું ધાસતી ભરેલું છે—હાલ તુરત તો સલામ.

લા૦ તમારી થવા ચાહતી—

કાગળ આવ્યું તેબી આવા ધરક ધુજરાનુ આવ્યું? મારા પેટમાં તો અકર વકર થવા લાગી. શું મારી નાજુ કોઇ આફતમાં હતી? બચીતજ. તેણી ખરેજ કોઇ એવી ધાસતીમાં હતી કે જેનાથી હું નાવાકેફ હતો. મેં મન કીધું કે તેનાપર એક કાગલ લખું પણ શોલાપોરને કીયે નાકે લખું? મોહોલા કે રસતાનું નાગ તો ખબરબી હતું નહી. તોબી મેં વીચાર કીધો કે શોલાપુરમાં પારસીઓની થોડી વશતી એટલે નાજુ ર. પટેલને સરનામે મોકલેલું કાગળબી તેને મળશે. પણ તે વીચારબી મેં

માંડીજ વાલ્યો કારણ કે કદાચ મારાં કાગલથી કાંઇ તેના લાભમાં ખોટું થાય તો ? અને એવાં અજાણતાં કામમાં માથું મારવાની હીમત મેં કરી નહી. તે છતાંબી મેં વીચાર કીધો કે અમથો અમથોબી છુપો રહી શોલાપુર જઇને નાજુના કુટુંબ વાશેની કાંઇ બાતમી મેળવી મારી નાજુને બને તો તે કોઇ બેદી ઘાસતીમાંથી મોકળી કરી દેઉં અને તેમ કરવાને નક્કી ખ્યાલ બાંધયો અને તે મુજબ વરતવાની મેં ગોઠવણ કરી.

થોડા દીવસ પછી શોલાપોર જવાને મેં ઠેરાવ કીધો.

તેટલાં મુંબઇમાં ભરાયલાં પ્રદરશનની ધમાલ મારે કાને લાગી ગઇ. મારાં ચીત્રો મે તઇયાર કીધેલાં હતાં તે બધાં મોકલી આપવાની મેં તઇયારી કરવા માંડી.

મારાં સઘળાં ચીત્રો જે તઇયાર મેં કીધાં હતાં તે સઘળાં મને મારી નાજુના ચીત્ર આગળ પાણી ભરતાં હોય તેમ લાગયાં મે મનમાં ખયાલ કીધો કે અગરજો હું એ ચીત્ર મોકલી આપું તો વગર શંકે મને એક સુંદર ખુબસુરતી ચીતારવા માટે ઇનામ મળસે, પણ તે ચીત્ર એક જીવતી બાનુનું હતું અને તેણીનું ચીત્ર પ્રદરશન જેવી જગ્યામાં ખુલ્લું મુકવાનો મને હક કે રજાજ હતી નહી.

આખરે મેં મારાં ચુંટી કાઢેલાં ચીત્રો પ્રદરશનમાં મોકલી આપયાં જયારે પેલુ મારી નાજુનું ચીત્ર તો મારા સદુકડાંઓમાં મારી નજરની સામે ને સામમેજ હું હમેશા રહેવા દેતો હતો. તે ચીત્ર નીચે મેં "એક સઉથી ખુબસુરત બાનુ" એ ચાર બોલોનો એક નાનો વાકય લખેલો હતો.

તેટલાંજ એક તાર મારે નામનો આવયો જે ઉખેડી જોનાં તેમાં મને દલગીરીમાં ગરક કરનારો સંદેશો લખેલો હતો—

"મારા મોટાબા, એહાલ થયાછ—મને શોલાપોર હમણાંની ટરેનમાંજ જવું થયુંછ: સલામ સાથે, નાજુ."

* * *

દીવસોપર દીવસો ગબડી ગયા, પણ મારી નાજુ તરફથી એકબી કાગળ કે એકબી તાર તે દીવસ પછી મારીપર આવ્યા નહીં, ઘણોજ અજબ થઇ ગયો. શું આવી એક ખુબસુરત પારસી છોકરીબી કોઇ દગામાં સામેલગીરી આપતી હોશે? પણ છટ-છટ, મને એ ખયાલજ કેમ આવયો!! તેણીએ મારૂં શું બગાડયું હતું યા તેણીએ મને કંઇ નુકસાનીમાં ડુબાડયો હતો જે તેને વાસ્તે હું એવો બેહુદો વીચાર લઇ જાઉં?

એક સવારે મેં ન્યુસપેપર હાથમાં લીધું અને તેમાંના બહાર ગામનાં મરણોની ખબરપર મારી નજર રાબેતા મુજબ મેં દોડાવી અને તે દહાડે જે એક મરણ નોધાયલું હતું તે વાંચીને હું તો ફાટી ગયો!!

તે કોણનું મરણ હતું અને તે કોણના મરણની ખબર હતી? નાજુ રતનજી પટેલ!!! મારા ખોદા, હું તો મગજથી બે મગજ થઇ જતો હોવું તેમ મને લાગયું! મારૂં દીમાગ ફરવા લાગ્યું અને આખી દુનીયા મારે મનથી અંધારી બીન થઇ ગઇ.

હું રડતો અને ડુચકાં ખાતો બેઠો હતો તેટલાં મને ટપાલખાતાં તરફથી એક કાગળ મળયો જે મેં ધડકતી છાતીએ વાંચયો:—

"મારા મનના અને જાનના વાહલા નાદર.

તું મારૂં, લખેલું આય કાગળ વાંચતો હોસે તેટલાં તો હું દુનીયામાંથી ચાલીબી ગેયલી હોવસ તુને છોડીને અહીં આવવા પછી મારા મોટાબા ચાંપતી દવાથી સારા થયા હતા. તે પછી મેં ઘણી

બોહોંશ કરવા છતાં મને મારાં માંય બાપે મારાં માસીને ત્યાં પાછી મુંબઇમાં મોકલી નહી. આખરે મેં તારે વીશેના મારા પ્યારની વાત ઘેરમાં કહી પણ તે સાંભળીને તથા તુંને ગરીબ જાણીને ઘેરમાંના નાનાંથી મોટાં બધાં મારી પર છેડાયાંને મને કોઇબી દહાડે તારી સાથે મળવાની રજા આપવા ના પાડી તથા મને મુંબઇ મોકલવાબી ના પાડી. વળી તારી ઉપર એકબી હરફ લખવા તેઓએ મને નાનો સખત હુકમ આપ્યો.

હુકમાં મારાથી તારી જુદાઇના જખમ સોસાયો નહી અને કોઇબા રીતે મને પોતાને છુટી નહી જોવાયાથી મેં ઝેર ખાઇને મારો આંકો લાવી નાખયો છે.

વહાલા નાદર, તુને મળવા આવવાની મેં ઘણીબી કોશેશ કીધી પણ હું ફાવીજ નહીં અને તેથી મેં આએ રસતો અખતયાર કીધો હતો. મારી યાદ દીલમાં સદા સુધી રાખજે.

લી૦ મુએલી પણ આસમાન પરથી બી તારે માટે દુવા કરનારી—નાજુ."

હું તે ચીઠી વાંચીને દીલનો ઝખમી બની ગયો. મને તે દહાડા પછી મને ખાવાનું પીવાનું કંઇ ગમયુંજ નહીં અને મારા ગળામાંથી જેબી નીચે ઉતરતુ તે ભારે મુસીબતથી ઉતરતું હોય તેમ મને લાગયું.

અફસોસ!

મેં મુંબઇના પ્રદરશનમાં મારી મુએલી નાજુંવાળું ચીત્રબી મુકયું હતું અને તે ચીત્ર માટે મને ઇનામ મળયું હતું.

તે ચીત્રની નીચેની પેલી લાઇન કાઢી નાંખીને મેં તેની નીચે એક બીજી લાઇન લખી જે નીચે મુજબ હતીઃ—

"એક વફાદાર મુએલી મીત્ર,' (સમાપ્ત.)